१८-२१

# નવરાત્રીના ગરબા.
## ભાગ ૧ લો.

સારદા માતાનો ગરબો ૧ લો.

સરસ્વત સ્વાંમીને મતી સારદા,
ગે રીતે ગાય છે આઇ કનક નંદા;
ટાળો મારા મનડાની આઇ આપદા. ૧
(ઢાળ) ટાળો મનની આપદા ને સેવકની લ્યો સાર મા;
બેઠા મોઢા રાય ભવની ભવ દુઃખ ભંજન હાર મા. ૨
(ચાલ) ભવ દુઃખ ભંજે છે માહાકાળી મા,
હમચી તે ખુંદે છે વળી વળી મા. ૩
[ઢાળ] હમચી ખુંદે વળી વળીને મામિયા માતંગી મા;
તાળીના તો ટાચક વાગે દેવા સઘળી રમી મા. ૪
(ચાલ) રંગભર કીધલડો શણગાર મા,
કંઠડેની એકાવળો આઇને હાર મા. ૫
(ઢાળ) કંઠડે હાર અનોપમ દિસે સોભા કહી ન જાયે મા
બાજુબંધ ને ઝાલ્ય ઝુમણાં કાને કુંડળ શોભાએ મા. ૬
(ચાલ) સોભાયે મુસ્તક રાખડી ઝળકે મા;
ઉજ્વળ પુષ્પના ટોડળ લેકે મા. ૭
(ઢાળ) ટોડળ લેકે પુષ્પ તણાને વીંધ્ર વીધના બહુ રંગ મા;
ચરણાં ચોળીને પીતાંબર સોચે માતા અંગ મા. ૮
[ચાલ] અંગે તે ઉમટ ન માએ મા.

સનમુખ બેઠાં છો ઘરની રાણી મા.
[ઢાળ] સનમુખ બેઠાં શામનીને શાક પાક પકવાન મા;
આદર માને આઇ આરોગ્યાં, આલ્યાં ફોફળ પાન મા. ૧૦
(ચાલ) પાવન માતાજી તમારૂં નામ મા;
કરે સહી કલ્યાણીને કરે કામ મા. ૧૧
પુરો મારા હૈડાની આઇ હામ મા;
(ઢાળ) હામ પુરો હૈડાતણી કનકાઇ કાને ધરજો મા;
સિંહ વાહનની સ્વારી કરીને વેલાં વારે ચડજો મા. ૧૨
(ચાલ) ચડજો તે ચીતડામાં દયા આણી મા;
સમરથ સઘળે તું સપરાણી મા. ૧૩
(ઢાળ) સમરથ સઘળે તું સપરાણી જે તારા ગુણ ગાયે મા
ગાય શીખે ને સાંભળે તેનાં ભવનાં પાતીક જાએ મા. ૧૪
સવંત સતર નવઉતરો ને ઉતમ આસુ માસ મા;
(ચાલ) આસુ સુદ બીજને ગુરૂ વાર મા. ૧૫
ગાયો તેં રાસ રશીક અતી સાર મા.
કહે એમ વલ્લભદાસ તમારો મા.
ચરણે રાખીને પાર ઉતારો મા. ૧૬

---

## નવદુરગાનો ગરબો ૨ જો.

રંગે રમે આનંદે રમેરે; આજ નવ દુરગા રંગે રમે;
આદીતે આવ્યાં અલબેલી,
મંડપમાં મતવાલી ભમે રે; આ.જ૦ ૧
સોમે શણગાર માને અંગે સુહાવે,
હીરલા રતન માને અરૂણા સમે રે. આજ૦ ૨

મંગળવારે માજી છે ઉમંગમાં,
ચાચર આવીને ગરબે રમેરે આજ૦ ૩
બુધવારે માજી બેઠાં બીરાજે.
રાસ વિલાસ માનો ગાયો ગમે રે. આજ૦ ૪
ગુરૂવારે આઇ ગરબે રમે છે,
ચંદન પુષ્પ તે માને ગમે રે. આજ૦ ૫
શુક્રવારે માજી ભાવ ધરીને,
બ્રહ્માણી રમે તે માને ગમે રે. આજ૦ ૬
શનીવારે માહાકાળી થયાં છે.
ભીક્ષા બોજનમન ગમતાં જમેરે. આજ૦ ૭
વલ્લભ કહે માંને ભાવે ભજીને
રાસ વિલાસ માનો ગાયો સમે રે આજ૦ ૮

---

ચાચર બેઠ્યાનો ગરબો ૩ જો

રંગમાં રંગમાંરગમાંરે, બાળી બૈચર બેઠે મા રંગમાં;
અબેતી બાળીને લીએ રંગ તાળી;
થૈકાર થૈકાર થંભમાંરે, બાળી૦ ૧
અનેક અસુરને માએ સંહાર્યા,
શોભા બની માના સંગમાંરે; બાળી૦ ૨
સોળ શણગાર માના અંગે સોહાવે,
નકી ચુની જડી છે નંગમાંરે; બાળી૦ ૩
ચાચર આગળ છંદજ બોલે,
ગરબો રમે છે આનદમાંરે; બાળી૦ ૪
ચુઆતી ચંદન કેસર કસ્તુરી,

અલીલ ઉડે આનંદમાંરે; બાળી૦ ૫
ચોસઠ જોગણી મા ચાચર ખેલે;
ગરબો ગાયો આનંદમાંરે; બાળી૦ ૬
લક્ષ્મ કહે મામે ભાવે ભજોને;
જઇ નાયા તે ગંગમાંરે, બાળી૦ ૭

---

### દૈતુને રણમાં રોળ્યાનો ગરબો

દૈતુને રણમાં રોળ્યારે આજ દૈતુને રણમાં રોળ્ય; ૧
માર્યો તે મૈસાસુર મતવાલો,
ચંડ મુંડ ચપટીમાં ચોળ્યારે આ.જ૦ ૨
શુભ નીશુભ તણાં શીશજ છેદ્યાં;
ધુમ્ર લોચન ઘઘોરયો રે; આ.જ૦ ૩
ભેચે પડયા પડયા કરે હોકાન;
ત્રીશુળ ઉપર તોળ્યારે; આ.જ૦ ૪
નવ ખડમાં માએ નજરજ કીધી;
ખપર લઈને ખોળ્યા રે આ.જ૦ ૫
બ્રહ્મણી ઇંદ્રાણી માહેશ્વરી મળીને;
મધની પીયાલા ઘોળ્યા રે; આ.જ૦ ૬
આઠમે દીવશ માયે જગનજ કીધો;
હવનમાં લઇને હોમ્યારે; આ.જ૦ ૭
કહે વલ્લભ તારો પાર ન જાણું;
બાતેર કોટી દૈત્ય બોળ્યા રે. આ.જ૦ ૮

---

અંબાજીના શણગારનો ગરબો ૫ મો,

પ્રથમ સમરૂ સરસ્વતીને ગુણપતીલાગુ પાય રમવા નીસર્યાંમ<br>
અલબેલી ઇચ્છા ઘણીને ગરબો ગાવા જાય; રમવા૦ ૧<br>
ઐાચર બાળા સુંદરીને સોળ કર્યો શણગાર; રમવા૦<br>
નીલા તે જગનો કંચવો ને કશબે ભર્યા છે તાર, રમવા૦ ૨<br>
લચો પેર્યો લાખનો ને ખુબ બની છે ખાપ; રમવા૦<br>
સાળુ સુંદર ઓઢણું ને સરસ બની છે છાપ; રમવા૦ ૩<br>
પાયેતે નેપુર ઝણઝણે ને ઝાંઝરનો ઝમકાર; રમવા૦<br>
આણવટ વિછવા શોભતાને મેખળાઝીણે સાર રમવા૦ ૪<br>
કાંબીને કડલાં ઠમ ઠમેને ઘુઘરાનો ઘમકાર; રમવા૦<br>
હાથે ચુડી હેમનીને નંગ જડયાં વિશાળ; રમવા૦ ૫<br>
કરમાં ઝળકે કાંકણી ને કાંડે દાણા ચાર, રમવા૦<br>
ગળે તી પારો હેમનો ને ચેસરો ચંદન હાર, રમવા૦ ૬<br>
બાંયે બાજુબંધ બેરખાં ને પોંચીયું લટકે હાથ; રમવા૦<br>
વાંક વિચીત્રને સેરીયાં ને ફુમકાં તેની સાથ રમવા૦ ૭<br>
પરવાળાની પાશરે ને મુગાફળનો હાર, રમવા૦<br>
હીરા માણેક મોઘરા ને રત્ન જડીત્ર અપાર રમવા૦ ૮<br>
તાંત ત્રસંતીયુ ને ટીલડીને નાકે નમણો મોર. રમવા૦<br>
હુલર દીસે હેમનુને ઝુમણાનો ઝળકાર, રમવા૦ ૯<br>
કાને કુંડળ ઝળ હળે ને તેજ તણો નહી પાર; રમવા૦<br>
લોલક ઝળકે હેમનાં ને હીરા જડીત્ર અપાર રમવા૦ ૧૦<br>
નેણેતી કાજળ સારીયાંને કેશરવરણી આડ, રમવા૦<br>
ચોડ્યો કપાળે ચાંદલો ને ચોખા ચોડયા લેલાડ રમવા૦ ૧૧<br>
વેણ ગુંથી વીવેકથી ને તરેતજ ભરીયાં તેલ, રમવા૦<br>
અંતર જોરેક અતી ઘણાને ફોરયુ દીસે ફુલેલ, રમવા૦ ૧૨

સેંથે સીંદુર સારીયા ને દરપણ લીધાં હાથ, રમતા૦
એક એક જોડે મળીને સરવે બેની સાથ, રમતા૦૧૩
સજી શણગાર ઊભાં રહ્યાંને શોભાનો નહીપાર. રમતા૦
અગુર સુખ પરવાળડાંને મુખ ચાવ્યાં તંબોળ, રમતા૦૧૪
દંત બત્રીસ દાડમકળી ને બહુ રંગ રાતા ચોળ. રમતા૦
મુખની શોભા બહુ બનીને શશીયર ઉગ્યો સુર. રમતા૦
સરખે સરખી સહુ મળીને જોબનમં ભરપુર. રમવા૦
સાતે ઉગ્યા સામટા ને તેથી અદકુ રૂપ, રમતા૦૧૬
સોના ગરબો શીર ધર્યોને રમતાં વાધ્યો રંગ. રમવા૦
સંખલપુરના ચોકમાં ને ચોસઠ બેની સંગ. રમવા૦૧૭
ફેર ફેરે બહુ ફુદડીને માતા મંગળ ગાય. રમતા૦
મુખથી એવું ઉચરેને ઉદયો જય જય થાય. રમવા૦૧૮
છત્રીસ વાજાં વાજીયાંને શરણાઇનાં ઠોર; રમતા૦
ખગોળ ભગોળ ગાજી રહ્યાંને થાએ સોંબકોર રમવા૦૧૯
ઢોલક વાજે દુદભીને ખુબ બન્યો છે ખેલ. રમવા૦
તાળ અદંગના વાજમાં ને ફરતી ફુદડી ફેર રમવા૦૨૦
નવરાત્રી તો નવે રમ્યાંને, ત્રુપ્ત થયાં છે તન. રમવા૦
દસરાને દીન પારણાં ને હોમ કીધા હવન. રમવા૦ ૨૧
રમી જમીને ચાલીયાંને દેવી ગયાં દરબાર, રમવા૦
બહુચર ગુણવંતી ગોખમાં ને સુખ પામ્યાં સંસાર રમ૦
મળ્યા પુરણ મન છોને ધન્ય દારા સતાન. રમવા૦
આશગારુપે તાયરાને પામે પુરણ મન. રમવા૦૨૩
તીથી અજવાળી બીજ છે ને લખીયો છે ગુરૂવાર રમવા૦
ગાય શીખેને સાંભળે તેની બહુચર પૂરે આશ, રમવા૦૨૪

ને તુંછો તારણ હાર  રમવા૦
રે આઈ તારો આધાર. રમવા૦૨૫

---

જોગમાયાનો ગરબો ૬ ઠો

હવા દરશન દયોને દયાળી જગત જોગ માયારૈં;
નવ નોરતાંની રાત હવે આવી  જગત૦ ૧
શકતી ગરબે રમવા ને આવો,  જગત૦
નીત્ય નવા નવા રંગ લાવો.  જગત૦ ૨
આવી આસુ સુદ બીજ અજવાળી જગત૦
ક્રમ રૂપે થયાં માહાકાળી.  જગત૦ ૩
દેવી ગરબે રમે છે વાળી વાળી  જગત૦
દેવી દીસો છો જુગમાં દીવાળી;  જગત૦ ૪
પગ પ્રહારે પ્રથ્વી ધરણી;  જગત૦
સપ્ત પાતાળે શેષ ગડગડે.  જગત૦ ૫
ઇંદ્ર ઇંદ્રાણી છંદજ ગાય;  જગત૦
નારદજી નટવર થાય.  જગત૦ ૬
બ્રહ્મ ધીરનો ગરબો કીધો.  જગત૦
રમવાને શીરપર લીધો,  જગત૦ ૭
બ્રહ્મા વેદ ભણે ને નાચે.  જગત૦
વજે વાજાને કંનવર નાચે.  જગત૦ ૮
વાજે નોબત નગારા અદંગ.  જગત૦
દેવી નાદ નગારાં ને છદ.  જગત૦ ૯
તેનો ધુન્ય ગગનમાં ગાજે·  જગત૦
વાજાં અનેક પ્રકારે વાજે,  જગત૦ ૧૦

વીર ઘુઘરીના ઘમકાર;
પાએ ઝાંઝરીના ઝમકાર.
હીંચ લેતાં કુલરીઓ ખળકે,
દેવી શોભા તણી જોત ઝળકે
દેવી નાકે તી નીરમળ મોતી જગત૦
દેવી ચંચળ નયણે જોતી જગત૦ ૧૩
દેવી તાંત તરસંતીને ઝાલ, જગત૦
દેવી ચાલોછો જગવંતી ચાલ. જગત૦ ૧૪
દેવી માયા રૂપે છો માયા; જગત૦
દેવી ચઉદ બ્રહ્માંડ નીપાયા જગત૦ ૧૫
દેવી બાળા રૂપે છો બાળા જગત૦
દેવી કાપોછો મોહની જાળા. જગત૦ ૧૬
દેવી ઘણાં ઘણાં કામજ કીધાં. જગત૦
દેવી ભગતુનાં કારજ સીધાં. જગત૦ ૧૭
દેવી બહુ રૂપે બીરાજો; જગત૦
તેવ તેવડી સંધાતે છાજો. જગત૦ ૧૮
દેવી સવંત અઢાર ઓગણચાળો. જગત૦
છંદ ગાયો છે રશીક રૂપાળો. જગત૦ ૧૯
કહે શીવરામ દાસ તમારો, જગત૦
મુને શરણે રાખીને ભવ તારો. જગત૦ ૨૦
આસુ સુદ બીજ અજવાળી; જગત૦
શુક્રવારે થયાં માહાકાળી જગત૦ ૨૧

---

માહાકાળીના સાતવારનો ગરબો ૭ મો

મંગળ રૂપેરે અંબા અલબેલી;
બ્રહ્મ સ્વરૂપેરે અંબા. અ૦ ૧
પરીવરીયાંરે, અંબા અ૦
લક્ષીત ઘેર અવતરીયાંરે અંબા અ૦ ૨
ગુરૂવારે તમે છો ગરવાંરે અંબા અ૦
ગુણ સરવે થકી છો નરવાંરે અંબા અ૦ ૩
સુકરવારે કીધાં સુકીતરે; અંબા અ૦
માને વેદ વખાણે એવી રીતરે અંબા અ૦ ૪
શનીવારે સહુંને માત સરખીરે, અંબા અ૦
માનો મહિમા ગાઉછું નીરખીરે; અંબા અ૦ ૫
રવી તેજ તણું શું કહીએરે અંબા અ૦
માને અનેક પ્રકારે ગાઇએરે. અંબા અ૦ ૬
સોમવારે જુઓ સાંભળીરે અંબા અ૦
શીવ શક્તિ રૂપે મહાકાળીરે અંબા અ૦ ૭
સાત વાર ગાયા છે હવે સારારે; અંબા અ૦
ગુણ ગાયે લક્ષ્મીરામ તારારે અંબા અ૦

---

## સારદાના શણગારનો ગરબો ૮ મો

સારદા માતારે મા વિનવું, લમ્બોદર લાગુ પાય.
વાણી આપોરે મા મયા કરી, તેમ અક્ષર આપો માય ૧
સરસ્વતિ ગુણપતીરે, મા,સ્તવન કરૂં જેના ગુણગાયાનવિજાય
નયણે નિરખુરે મામાતને, ધન્ય ધન્ય મારાસુરી માય. ૨
શીશે શોભેરે મા રાખડી, ને શ્રવણ ઝબુકે ઝાલ્ય.
ઓપે ઓપેરે મારી અંબામા, જેની જ્યોત્ય પડે બહુ ગાલ્ય.૩

શામ ત્રવેણીરે મા ચોટલો, માંહી જડી-
જોફણી ફરતીરે મા ઘુઘરા, જેનો સુંદર
તિલકટ સોઐરે મા ચાંદલો, ને કુમ કુમ કે
આડ અ ા ા ય મ ર ર ો ન ો, ન ચ ા મ ચ દ ક ા ા ..
વેણ સમારેરે મા આપશુ, ને શેથે ભર્યાં સિંદોર.
નયણું કાજળેરે મા સારીશું, આણીઆળે નાકે મોર,   ૬
ચોટુ બાંધીરે મા ચુંદડી, માંહી તાંત બંદલી સાર.
કુમ કુમ કેસરરે મા કસ્તુરી, માંહી ચુવા ચંદન અપાર   ૭
દાડમ કળીયુંરે મા દંત છે, ને મુખ ચાવ્યાં તબોળ.
મુખથી બોલેરે મા મરકલડે, ને તરૂતન કરે કલ્લોર.   ૮
કોટે સોએરે મા કંઠેસરી, માંહી મોતી ચીડીયાં જેહ.
ચાંડલો સોએરે મા સોનાનો, તનમનીયાં શ્રીયાં તેહ ૯
હારલો લેહેકેરે મા હેમનો, માંહી કરે તે ઝુમણું જોત.
માળા લેહેકેરે મા મુક્તા ફળની, માદળીઅ ઉદ્યોત ૧૦
ઉપર સોએરે મા હૌરી, માંઇ દુગ દુગો ભાત્ય અપાર
નૈતમ નામેરે મા કાંડલો, માંહી બહુ પુષ્પના હાર. ૧૧
ચુડી રૂડીરે મા સોનાની, માંઇ કાંકણી તેને સંગ;
બાંયે બાજુબંધ મા બેરખા, આભુશણ ધરીયાં અંગ ૧૨
પટ પટ પગકેરે મા એખડાં, માંઇ ઘુઘરીનો ઘમકાર;
વાજાં વંજેરે મા રણઝણે, માંહે જંત્ર તણાં નણકાર. ૧૩
ચરણ ચોળીરે મા ચુંદડી, માંઇ કસુંબો લીલો ભાત;
વસ્ત્ર અનોપમરે મા પેહેરીયાં, તે સરવે જુજવી જાત ૧૪
વેઢ વેંટીઓરે મા આંગળીએ, ને નૈતમ દીસ અંગ.
અંગની આંગળીયોરે મા આપશુ, ને દર્પન દીસે સંગ ૧૫

रे मा शोभता, ने झांझर नेपुर वार,
मकेरे मा अंगुठे, ने विंछीयानो झणकार. १६
रे पेहेरयारे मा शोभता, तेना शा करु वखाण.
...यां रातांरे मा पग तणां, जाणु उग्यो भमर भाण १७
सुरीनर मुनीवर मा मोही रह्या, ने मोह्या मोटा भुप
मोया मोयारे मा देवता, मा जोतां तारु रुप. १८
चोसठ बेनीरे मा आवीयो, ने मांडयो नउतम रास;
हरख धरीनरे मा कुमची, धुरे ताळ घु वाजे त्रास; १९
फरतां फरतारे मा फुदडी, ने छ्ुरे गरबो गाय;
शोभा थी कहुरे मा तम तणी, कोई कोए नव जाय; २०
गरबे फरतारे मा जाळीयां, तेना दीपक ज्योत अपार;
कमळ दीपकरे मा कोडीयां तेनी शोभानो नहीं पार; २१
पार न आवेरे तम तणो, तेना गुण गाया छे इश;
आव्या आव्यारे मा काशी थयी, इंद्रादीकसुर तेत्रीश; २२
ब्रह्मा आव्यारे मा हंस चडी, ने ब्रह्माण चडी माहारेश;
विश्नु आव्यारे, मा गरुडे चडी, जेनी देव करेछे सेव; २३
नीचे नाचेरे मा उर्वसी, ने करे अप्सरा गांन;
गांन गावेरे मा नृत करे, त्यां नाटक थेई थेई तान २४
जय जय वाणीरे मा शुद्ध वदे, त्यां पुष्पनी वृष्टी थाय
हरखी रमीनरे मा रासमां, ते स्थानक बेठां माय; २५
भोजन कीधारे मन भावतां, पकवांन दुध छे धान;
आगी भरीछेरे मा अंग जननी, मन मान्या मुखवास; २६
करजोडीनरे मा विनवे, माधवजी तारो दास;
संकट टाळोरे मा सामनी, तमे पुरो मननी आश; २७

જે દીન આવેરે મા ચરણે, તમારે તે દી.
બરદ તમારે મા ઇશ્વરી, તમે મોટા છો.
સંવત સતરરે મા છોતરો, ને રૂડો ચેતર
બીજ કીધેરે મા અંજવાળી, ને બોમ પચો છે.

---

## નાગ દમણનો ગરબો ૯ મો.

માતા જસોદા જગાવે જાગોને હરીરે લોલ;
બમ્બહારી વારી ઉઠો અગલું કરીરે લોલ; ૧
કૃશ્ન સાથ બાળ ગોવાળનો આવી મળીરે લાલ;
લૈ ધેન્ય વન ગોપ સંગ પરવર્યારે લોલ; ૨
વેણું વાંસળી રસાળ લીધી હાથમાંરે લોલ;
પેર્યાં વસ્ત્ર સોભે છે સખા સાથમાંરે લોલ; ૩
સુણી વચન હરખ્યા છે મુખ નરનારીરે લોલ,
કોટી કંદ્રપ લાજે છે શશીની કળારે લોલ; ૪
મોરે મુગટ ચંદ્રીકા અતી ઓપતીરે લોલ;
કુમ ગોડના તોરાથી દીશો શોભતીરે લોલ; ૫
છઇ શીંગડી લઇ પ્રભુજી ચાલીઆરે લોલ;
વેણું વાંસળીમાં ધેનુને બોલાવીયારે લોલ; ૬
માંહો માંહ્યમાં તે ખેલ કીધા છે જઇરે લોલ;
દડો દોડ ચોટ જળમાં પડ્યો જઇરે લોલ; ૭
ધાઇ કૃશ્નજી પડ્યા છે તેની તાળમાંરે લોલ,
જળ ભેદી કરી પોતા છે પોતાળમાંરે લોલ. ૮
દેખી નાગણી આવીને નીરખ્યા હરીરે લોલ
લઘુ કોમળતા બાળ કરૂણા કરેરે લોલ, ૯

દેખી રૂપ જોઇ માણ્યાં નેણાં ઠરેરે લોલ,
મળશે નાગ તો પ્રાણ તાણ્યાં હરેરે લોલ; ૧૦
ત્યારે કૃષ્ણ કેહે તે એવુ સાંભળીરે લોલ,
સાત પાંચ દસ વીશ આવી મળીરે લોલ. ૧૧
કમળ જાચવા આશા છે મનમાં ઘણીરે લોલ
ધ્યાન ધરી કરી આપ્યને તુ નાગનુ રે લોલ,
ચડયો ક્રોધ જ્યારે એની વાંણી સાંભળીરે લોલ.
કહે બાળકને નારી સરવે મળીરે લોલ, ૧૩
એવા કમળનો હોશી તુનો કોણ છેરે લોલ,
કાળ સમ બાળ નાગ મુખ લુણ છેરે લોલ ૧૪
ભાગ્ય ભાગ્યની તુ નાથ મારો જાગસેરે લોલ
બાળ કાળતારો અસ્પુટ્યો આવશેરે લોલ ૧૫
માત તાત વાટ ઘટ જોઇ દુઃખ ભાઇનેરે લોલ;
મોત માગી લીધુ હાથે મારા નાથનેરે લોલ ૧૬
એવું સાંભળીને કૃષ્ણ વાણી વદેરે લોલ.
અલી નાગણી તું આજ ભરીછે મદેરે લોલ. ૧૭
જાને નાગણી તું નાગને જગાડયનેરે લોલ.
મદ ઉતારૂ અહંકારીને ઉડાડય નેરે લોલ, ૧૮
ધાઇ નાગણી પેતી છે તતકાળમાંરે લોલ.
વીખધારી પેઢયા વીખ ફેરી જાળમાંરે લોલ ૧૯
ધૅામ લાગી જેમ લોહ કેરા ધાવનીરે લોલ.
લોહ બાળે જેમ આગ લોહ તાવનીરે લોલ ૨૦
ત્યારે નાગણીએ નાગને જગાડીઓરે લોલ.
નાથ બારણે તે બાળ એક આવીયોરે લોલ ૨૧

એવું સાંભળીને ઉડયા વીખના ધણીનેરે લોલ.
એક્સોને એક સામટી મારે ફણીરે લોલ. ૨૨
નાગ એટ કરી ખાળ ઉંડળે ધરેરે લોલ.
ઠંક મારેને જુદ્ધ માંહી માઘ્ય કરેરે લ લ; ૨૩
ત્યારે કૃશ્ણ કાળને કરે ગ્રહેરે લોલ.
બાંગે પછાડે ઉડાડે ભુમી ઉપરેરે લોલ. ૨૪
જે જુવાને માર મારે જોરથીરે લોલ,
માંહો માંહી વઢેકે ઘણું જોરથીરે લોલ. ૨૫
કરે કરોધ જોડ આવી ઝાલે સરપનેરે લોલ.
કરે જુદ્ધ બહુ મારે નાગ તરપનેરે લોલ ૨૬
લડ થડેને મારે બહુ પાટુઓરે લોલ,
ઘણી વાર એમ જુદ્ધ કરતાં થયેરે લોલ ૨૭
છળ બળ કરી નાગ તો થાકી ગયોરે લેલ,
એકસોને એક ફણીથાં ઢળી ગયોરે લોલ. ૨૮
નાગ શીર પર નાથજી ચડયા જઈરે લોલ.
નાગ મુખમાથી રૂધીર ચાલ્યું વહીરે લોલ, ૨૯
ફેરે ફેર ગાય નાગ બહુ ગાનમાંરે લોલ;
વેણું વાંસળી વજાડે બહુ તાનમાંરે લોલ. ૩૦
શુદ્ધ બુદ્ધ ગઇ વ્યાકુળ થઈ મરેરે લેલ.
ત્યારે નાગણી આવીને અરજી કરેરે લોલ. ૩૧
હાથ જોડીને નાથ આગળ કરગરેરે લોલ,
ત્યારે કૃશ્ણ ત્યાં થકી ઉતરેરે લોલ. ૩૨
દયા આવી તારે નાગને છોડીયોર લોલ
છુટયો નાગ નાસે મોઢીયે વધાવારે લોલ. ૩૩

જગ બારણે તે પ્રભુજી પધારીયારે લોલ.
સહુ દેવના કામ તે સુધ્ધારીયાંરે લોલ. ૩૪
ત્યારે નાગણીએ જોયા નીજ નાથનેરે લોલ.
જેજેકાર સુખ થયું વ્રજ સાથનેરે લોલ. ૩૫
આવ્યા ગોકુળમાં સહુ ઉમંગે ભરયારે
એવાં ચરીત્ર ઘણાં નાથે કરયાંરે લોલ. ૩૬
એવી નીત્ય નીત્ય નાથજી લીલા કરેરે લોલ;
દેવ કૃશ્નજી નીરખાને નેણા ઠરેરે લોલ. ૩૭

---

આદ્ય શક્તિનો ગરબો ૧૦ મો.

આદ્ય શક્તિ તુજને નમુરે, બેચરી ગુણપત લાગુ પાય
દીન જાણી દયા કરોરે, બેચરી મુખે માગુ તે થાય. ૧
વાણી આપોને પરમેશ્વરીરે, બેચરી ગુણ તમારા ગાય,
ચોસઠ બેની મળી સામટીરે, બેચરી માનસરોવર જાય ૨
માન સરોવર ઝીલતાંરે, બેચરી કરતાંતે નીલ વિલાસ,
સખલપુર ગામ સોયામણુંરે, બેચરી ત્યાં તમારો વાસ ૩
સર્વે મળીને કીધી સ્થાપનારે, બેચરી ઠેરવ્યુ બેચર નામ
સામ સામા બે ઓરડારે બેચરી સોનુ ઘડે સોનાર; ૪
ઘડીયાં બાજુબંધ બેરખારે. બેચરી ઘડીયાં એકાવળહાર
પ્રથમ ચરિત્ર તમે કર્યાંરે, બેચરી માર્યો તે મૈખાસુર, ૫
રક્ત નેણું કરી મારીયોરે, બેચરી રક્ત ચલાવ્યાં પુર;
માર્યાતે મૃગ બોલાવીયારે, બેચરી આરાસુર તણાં ગઢમાય
સુભ નિસુભ હાથે હણ્યારે, બેચરી માર્યા તેને પળ માંય
ઘોડીમાંથી ઘોડા કર્યારે, બેચરી અસ્ત્રીમાંથી પુરૂષ. ૭

હવે હેવુ નથી હાલતું, બેચરી કઠણ આવ્યો કાળ
ધર્મ ગયું ધાર્યો ધરણીરે, બેચરી પુન્ય ગયું પાતાળ. ૮
હોમ હવન ત્યાં થાયછે રે, બેચરી શ્રીફળ ઘણેરા હોમાય
બ્રહ્મા વેદ ભણાયછેરે; બેચરી આનંદ ઉચ્છવ થાય; ૯
કર જોડીને વીનવેરે, બેચરી વલ્લભ તારો દાસ;
સદા શેવક છે તાહરોરે, બેચરી રાખો ચરણ નો વાસ ૧૦
ચર્ણ પખાળી તુજને નમેરે; બેચરી વૈકુંઠ હોશે વાસ;
ગાય શીખે ને સાંભળેરે, બેચરી બેચર પુરે આસ; ૧૧

---

### અંબાજીનો ગરબો.

રૂડાં ગરબે રમે છે માતા અંબીકારે.
પાય વાજે છે નેપુરીના ઠમકારે;
રૂડાં ગરબે રમે છે માતા અંબીકારે. ૧
પાય વાજે છે ઘુઘરીના ઘમકારે,
રૂડાં ગરબે રમે છે માતા અંબીકારે. ૨
માને જોવાને દેવ મુની આવીયારે,
સાથે સિદ્ધ ચોરાશી તેડાવીયારે. રૂડાં. ૩
આવ્યા ઇંદ્ર ઇંદ્રાણીને દેવતારે;
બ્રહ્મા વિષ્ણુ સાવત્રીને શેવતારે. રૂડાં ૪
ત્યાં ચોસઠ બેની ભેળી થઇરે;
નવ દુરગા જુવે ઉભી રહીરે. રૂડાં. ૫
જોવા આવી પાતળ કેરી નાગણીરે.
એક નાવી તે નર અળગણીરે. રૂડાં. ૬
તીયાં બાવન વીર ઉભા રહેરે.

એવું દુષ્ટીના મનમાં નવી રહેરે. રૂડાં. ૭
સહુ ગાય છે રામને રાગણીરે;
નવરાત્રી ફેરી કરે જાગણીરે. રૂડાં. ૮
વાજાં વાજે ને તાલ મૃદંગ ભેરણીરે,
ઢોલ કાંસીયાંને તાળ મૃદંગ ફેરાણીરે. રૂડાં. ૯
કર જોડીને ભટ અબરામ કહે રે;
ગરબી ગાશે તે માતાને ચરણે રહેરે. રૂડાં. ૧૦

---

## સાત વારનો ગરબો. ૧૯ મો

સખી આદીને ઓધવજીરે અલબેલે આ શું કીધું.
એવાં પ્રાણ અમારાં જાય છેરે કુબજાને દરશન દીધું
એમ કરતાં આદીતવારે અબળાએ અમૃત પીધું
માધવના સ્વામી પધારે રે તમ ચરણે મારૂં મન બાંધ્યું
સોમવાર સુણ સાહેલીરે સ્વામ વિના નહી સારૂં;
જાય ચંદ્ર ગયો વાદળમાંરે ગોકુળમાં ઘોર અંધારૂં. ૩
પ્રથમની પ્રીત સંભાળોરે આવો તો આંખડી ઠારૂં;
માધવના સ્વામી પધારોરે પૂર્વ જનમનું છે સારૂં. ૪
મંગળવારે મંદીરમાંરે મોહનજી અમે નહી રહીએ;
સુખ દુખની સર્વે વાતુરે કોને ઓધવજી કયાં કહીએ,
એવાં સુખ સાંભળી સામળીયારે અમે અબળા ઉરમાં લઈએ
માધવના સ્વામી પધારે રે અંતરની વાતુ કહીએ. ૬
બુધવારે બુદ્ધી અમારીરે ત્રીકમજી રઈ તમ પાસે,
એવા કુડા કાગળ લખીયારે તેથી મથુરા અંદર વાસે. ૭
શી વાંક અમારો ઓધવરે કાનજીને કુબજા પ્યારી;

માધવના સ્વામી પધારોરે મન વિચારો મોરારી. ૮
ગુરૂવારે ગોવિંદજીરે ઘરમાં હાલુછું પેસી.
શ્રી જમુનાંજીને તીરે રે મુખ નીરખે ગોપી પેસી. ૯
એક અરજ અમારી સુણજોરે માંથે રહેશે આ મેણું
માધવના સ્વામી પધારોરેં પુર્વ જનમનું છે લેહેણું.
સુક્રવાર સહુ કોઇ કેહે છેરે મોહન ગ્યા અમને મેલી;
ઓધા અમને મેલી શુ જાઓછોરે કુબજા નારીછે ઘેલી
એને પ્રીત કરી પેરાવજોરે ચતુરાને અચળ ચુડી.૧૩
શનીવાર શીશ નમાવુરે એમ કેહે છે ગોકુળ નારી;
એતો જનમો જનમનો જુઠોરે ગોરસ પીતો ગીરધારી
પાતળીયા બેલી પળજોરે વીઠલવર વેલા વળજો.
માધવના સ્વામી પધારોરે મોહનજી વેલા મળજો.૧૫

---

## અંબાનો રાસ ગરબો ૧૩ મો.

અખંડ વિલાસ અંબા તણો ગાવા કીધુ મન;
સરસ્વતી માત કૃપા કરી અંતર પ્રસન. ૧
નિત્ય નવી લીલા માતની કવિ મુખ કહી નવ જાય
જેને અનુભવ અંબા તણો તે રસ કરણીકા ગાય
બ્રહ્મા ભણે વેદ વાણીએ તોયે નવ પામે પાર.
મંદ બુદ્ધીશું વરણવું કોણ મારો અધીકાર. ૩
કૃપા કૃપાળી કીજીએ; દર્શન દીજીએ માય;
સનમુખ થઇને દાખજો રૂપે રૂવે આનંદ થાય.૪
રમાણુ તમારૂ વર્ણવું ન્યારો નીતમં બેસ,
અમદ ધામ શ્રીગા રચી વગી છે રસની રેલ. ૫

શિરે ચડશે શાભો ઘણું ખટમ ખટકે ત્રીશુળ;
બાજુ ટંકારવ ઘુઘરી કળી ચપાનાં ફુલ. ૬
અખડ અભેડો વાળીયો લલાવટ કીધી આડ;
આંખડી અંગ લાચની સુંદર ભ્રગુટી લલાટ. ૭
લટકે મોતી નાકનું અધુર ભર્યાં તમોળ;
હડબચીએ હીરા જડયા કરણે ઝાળ ઝકોળ. ૮
અંગે આભુશણ પેહેરીયાં, વિશ્વ વિલાશી અંગ.
કચુકીયે રૂડા મોર છે વેણુ વાસંગી નાગ. ૯
ચુડો કનકનો કમ કમે વાડલો પોંચી સાર,
કટી મેખળાચે ઘુઘરી હઇડે ઝબુકે હાર. ૧૦
આરસી આંગળીએ હેમની દરપણમાં મુખ જોય-
વીટીઉં નંગ જડાવની અગ્રત દ્રશ્ટી હોય. ૧૧
રમઝમ ઝાંઝર વાજતાં ઘમ ઘમ ઘુઘરી થાય,
તાતરે માનજો તારૂણી છંદે માહા રશ ગાય ૧૨
ધણણણ ધરતી ધુજતી ગણણણ ગાજે ગોળ.
દિશો દીશ પડછદા પડયા મુખડે મીઠા બોલ ૧૩
મચ્છરાળી મદમાં ભરી મતવાલી મુખ ગાય;
લટકાળી છે આંખડી રૂપ કોએ ન કળાય. ૧૪
વૈકુંઠ નાથ વશ કીધલા શંકર કરતા માનુ જ્ઞાન;
દેવ બ્રહ્માદીક નાચતા નારદ કરતા ગાન. ૧૫
ખગોળ ભુગાળ ગાજી રહ્યું શું દીપકની શોત;
તારા મંડળ ટપકી રહ્યું જોતાં સૈયર સુત સોતે. ૧૬
ચોસઠ જેગણીના તાનમાં મરડો છો કાંઇ અંગ,
અનેક નોતમ નર ગયા છે વિધ વિધ કરીને રંગ,

ડમ ડમ ડમરૂ ડમ ડમે ડમ ડમ વાજે અદગ;
ઝણુણુણુ ઝાંઝરી વાજતી નેતમ તેનાં ઝાંમ. ૧૮
નારદ ફેરી ફેરમાં દુષ્ટ બહુઠયા આકાશ,
ગરૂડે બહુડીને પરવર્યા, તેની સાથે અવીનાશ. ૧૯
સરસ લીલા જોઇને મુનીવર ચુકયા ધ્યાન;
બ્રહ્માદીક બ્રહ્મા ભજે શશીયગ ભુલ્યા જ્ઞાન. ૨૦
ગાએ લીલા અંબા તણી દપતી નીરગુણ થાય;
તેની કરણી કાયા તણો વર્ણ કરયો નવ જાય. ૨૧
શાસ્ત્રી શીવરામદાસ વર્ણવે મહિમા કહ્યો નવ જાય;
ભુલ્યા ચુકયા ક્ષમા કરો જે માગું તે થાય. ૨૨

---

**કાશીની અનપુરણાનો ગરબો ૧૪ મો.**

આઇ અન્ન આપો અનપુરણા રે,
કરજો સેવક ઉપર કરૂણા અનપુર્ણા કાશીપુરીમાં બીરાજો રે
તમારા ચર્ણ કમળ શાશ નામુરે,
માતા મેર કરી જોજો સામું. અન૦ ૨
તમારો જાચક કર્યો જઇ જાચું રે,
માતા માની લેજો તમે સાચું. અન૦ ૩
માગુ મોજ તમારી ભક્તિરે,
મને સહાય આપો આદ્ય શક્તિ. અન૦ ૪
બીજુ અવર કાંઇ નવ માગુ રે,
કર જોડીને પાએ લાગુ. અન૦ ૫
દુંદાળો તે ગુણપતી દેવા રે,
જેને જોઇએ મોદકના મેવા. અન૦ ૬

ફરતી અષ્ટ ભૈરવ ચોકી રે
શોભા શીવજીની અલોકી. અન૰ ૭
મદય બીરાજે છે જોગ માયા રે,
જ્યાં બેઠા વીરેશ્વર રાયા. અન૰ ૮
જેની જટામાં જાનવી ગાજે રે,
પાસે પારવતી માતા બીરાજે. અન૰ ૯
ઉભા હાક મારે હનુમાન રે,
જેનું રામ સીતા પર ધ્યાન. અન૰ ૧૦
સુધા ગંગા માતા ગંભીર રે;
જેતાં અમ્રત સરખાં નીર. અન૰ ૧૧
પાપ કોટી જનમનાં જાય રે;
જે કોઇ વસે છે કાશીની માંય. અન૰ ૧૨
એવી જેવાની બની છે જુકતી રે,
સહુ જન પામે છે મુક્તી. અન૰ ૧૩
લીલા ગાઉં તમારા નામની રે,
મુજ સામુ જુઓ તમે સ્વામની. અન૰ ૧૪
કાલો ઘેલો હું કાંઇએ નવ જાણું રે;
દાસ કલ્યાણ શું વખાણું. અન૰ ૧૫

---

## શણગારનો ગરબો ૧૪ મો

પ્રથમ પારવતીના પુત્રને પાયે નમુરે લોલ,
દીન જાણી વાણી દીજીએ કહુ સમુરે લોલ; ૧
સરસ્વતી તણા ચરણુ પ્રતાપથીરે લોલ,
નવે નીધ રીધ સીધ આપો આપથીરે લોલ. ૨

કરૂ ગાન ધરૂં ધ્યાન બહુચરા તણુરે લોલ,
કરો સાર વાર વાર શું કહું ઘણુરે લોલ, ૩
આજ બહુચરાજી માત ગરબે રમેરે લોલ,
સુરનર મુનીવર સહુને ગમેરે લોલ. ૪
માજી રૂપ રાધિકા થકી ઘણું બણીરે લોલ,
કોટી કામ શશી સુર્યની છબી હણીરે લોલ. ૫
રતી રૌહીણી રનાદે. આદી સુંદરીર લોલ;
પલક પલક્ટે ઉમા રમે પુંદરીરે લોલ. ૬
વેણુ વાસુકી સરખી સીશ રાજતીરે લોલ,
ક્ષુદ્ર ઘંટ ઓફાણાને મધ્ય ગાજતીરે લોલ. ૭
ભરી માંગ મુગ્તા તે મહા મુંલ્યનીરે લોલ,
રાજે રાખડી રૂડી તે રત્ન તુલ્યનીરે લોલ.૮
ફુલી ઐાટલી સેંથે ભરયો સમો પડયોરે લોલ, .
થાક ચમરી શું ચોટલો કટી અડયોરે લોલ.૯
સ્વરાણ સીંદુર આકાર સર્વ સીપનારે લોલ,
શોળ શોભીતા સણગાર સરવ નીપન્યારે લોલ,૧૦
કાને વાળીઓ જડાવ ઝાલ ઝમખારે લોલ.
ન્તેતી મોતીએ પરોવ્યાં લુંબ લુમખારે લોલ. ૧૧
સોના સાંકળી સરી શીશ જડામણીરે લોલ,
કોર તોરણ મોતીની દીસે દામણીરે લોલ. ૧૨
તેજ શું કહું તાટક તેણે લોલકેરે લોલ.
કાના ફુલ જડયાં નંગ તે અમુલકેરે લોલ. ૧૩
અરધ ચદ્રમા કપોળ શું કહું કથીરે લોલ,
ચાદ ભુવન માંહી બહુચરા સમુ નથીરે લોલ. ૧૪

ભાલ લાલ આડ કુમકુમની રાતડીરે લોલ,
તપે તીળડી કહી ન જાયે વાતડીરે લોલ. ૧૫
ત્રીકુટી મધ્યે સીંદુરની બીંદી કરીરે લોલ;
ગોડયા ચોખ્ખા કપોળ લોલ શું ભરીરે લોલ. ૧૬
ભ્રગુટી કમાન કાન ફોરશું અડીરે લોલ,
કીર નાશીકા વિદેહી કરે તે ગડીરે લોલ, ૧૭
આંખ ઉપમાને નાવે કોઇ પલટેરે લોલ,
વરણુ વરણવું જે અન્ય ઉપમા ઘટેરે લોલ ૧૮
પથ્ય દીપક તારાના તેજ ત્યાં ગળ્યાંર લોલ·
મીન ખંજન ગ્રગ માન મુકીને પળ્યારે લોલ ૧૯
લક્ષ વક્ષ કાંતી તીલકની લીલા જુઓરે લોલ
ગોરા ગાલમાં ત્રીલોક મોહ્યાં તાજુવેરે લોલ; ૨૦
મોહ રૂપ ધરશું બહુચરાજી બાળીયેરે લોલ;
અહ્યાર રહ્યા વેસરની વાળીએરે લોલ; ૨૧
ગુરૂ હેમલાલ ભોમ ભ્રગુ મુક્તમાંરે લોલ.
શની કીકીએ જોતાં જણાય જુક્તમરે લોલ; ૨૨
અધર બીંબકે પ્રવાળ લાલમાં મળીરે લોલ.
દંત પક્તિ જુક્તિ દાડમ કેરી કળીરે લોલ ૨૩
ચળકે ચુનીઓ જડાવ ભાવ રેખમારે લોલ.
વદન નીરખતાં ન આવે મીન મેખમારે લોલ ૨૩
હાવ ભાવ શું કટાક્ષ નેન શોન્યનુરે લોલ.
ચિબુક ચારૂ વીવ ઈંદુ બીંદુ મેનનુરે લોલ. ૨૫
કંઠ કોકીલા કપોત જોત પોતનીરે લોલ;
ભાનુ જુક્તિને પમાણુ તે ઉદ્યોતનીરે લોલ. ૨૬

કંઠેચીં ન માળા ચંપ કળી ચમકતીરે લોલ.
ઘાણી ઘુઘરી આરીસે દીસે ધમકતીરે લોલ. ૨૭
ભજે ઘણેરાં થયા ઘણાં ઘચુબળેરે લોલ.
કનક સાંકળી તુશી દોરેને ઝુમણેરે લોલ. ૨૮
હીરા સાંકળી પાસાની સેર ચારનીરે લોલ.
મુક્તા માળા તે એકાવળી હારનીરે લોલ. ૨૯
એ હમેલમાં હીરાના ઝબકારકારે લોલ;
પારી જાતક કેરા મંદારના હારડારે લોલ. ૩૦
બહુ દંડ જુગમ સુંઢ સરખા સહીરે લોલ
હાથ હાથની હથેળીએ મચ્યાં મહીરે લોલ. ૩૧
આળી અદભુત અંગુઠા સંગે આંગળીરે લોલ.
અનુમાનમાં આવે તે મગની ફળીરે લોલ; ૩૨
નખ વીશ રાત દીવસે તારા તપેરે લોલ.
અન્ય ઉપમાનો અર્થ વ્યર્થમાં ખપેરે લોલ, ૩૩
બાંહે બાજુબંધ બેરખાને ફુમતારે લોલ;
બાંધ્યા બાંદલા બન્યા રહ્યાં ઝઝુમતારે લોલ ૩૪
પાણ ચુડલો પ્રમાણ ચતુર રમનારે લોલ.
અતી અરૂણ તરૂણ દત તે મતંગનારે લોલ; ૩૫
બહુ કોરમાં જડાવ લાલ લાંકણીરે લોલ,
મધ્ય માણેક હીરાની હાથ કાંકણીરે લોલ; ૩૬
હાથે પોંચીઓ જવાળી ભાળી કંગણીરે લોલ,
છત્ર છાપ આરશી અતી સુચગનીરે લોલ. ૩૭
ઉર ઓપતું રસાળ તે વીશાળ શુંરે લોલ.
કમળ કોશ કુચ અગ્રમાં મરાળશુંરે લોલ; ૩૮

કંચુકી કનક તાર કારચું બનીરે લોલ.
ચુવા ચંદન ચરચીત શોભે શોભતીરે લોલ. ૩૯
લેધો આણ્યનો પેર્યો તે રંગ જુજવેરે લોલ;
કસુમ કોર જોર શાલુ કસુંબ ચુવેરે લોલ. ૪૦
પેટ પોયણી પ્રમાણ ક્ષીણ સંકાણીરે લોલ
અજી એખળા રશાળ કશી કિંકાણીરે લોલ. ૪૧
ઉદર ઉપરતે ત્રીવળી વળી રહીરે લોલ.
ગિરિશ્વેત દેહ મધે ત્રીવેણી વહીરે લોલ - ૪૨
નાભી કોમળ કુપ કર્યો સુમારનોરે લોલ;
ભર્યો વારી તે અખુટ ઈંદુ સારનોરે લોલ; ૪૩,
કંઠ કેઠ ઠેઠ વાંસો તે એકત્ર છેરે લોલ.
અધો મુખનું અખડ કેળ પત્ર છે રે લોલ. ૪૪
કટી કેશરી હરી નીતંબ સદળીરે લોલ.
જંઘા જુગમ તે અધોમુખેકે કદળીરે લોલ. ૪૫
ચારૂ ચરણમાં ચીત્ર લખ્યાં છે ચોઇદશારે લોલ.
પગ આંગળાં વળ્યાં ચંપા કળી જશારે લોલ. ૪૬
ભરી જાવક કટોરી હેમ નાનીયોરે લેલ.
ઈંદુ બીંબને આકારે એડી પાનીયેરે લોલ ૪૭
જેહર લઘર તોડાને ઘુઘરી તજોરે લેલ.
પાએ નેપુરને વીછવે મુની ચળેરે લોલ; ૪૮
નખણે કાજળ તે સાર્યાં કુમ કુમ રોળશુંરે લોલ;
મંદ હાસ્ય કરે મુખ ભર્યાંરે તબોળશું રે લેલ; ૪૯
કઠી ઠાઠ આઠ આઠ સખી સંગમાંરે લેલ.
ભાળી ભદ્રુચરા કલોલ કરે રંગમાંરે લોલ ૫૦

કરે ગાન તાન પાન પત્ર હાથમાં લોલ.
રમે રમક ઝમક ઠમક સખા સાથમાંરે લોલ, ૫૧
કંતે ઘુંઘટ કાઢી રહી રસાળીઓરે લોલ.
એક એકથી લે હાથો હાથ તાળીઓરે લોલ; ૫૨
ફેરા પામ ફરતા ચાળીયા અંબોડલારે લોલ;
ફેર ફુદડો ફરેને લે હમોડલારે લોલ. ૫૩
એ અખંડ ખેલ ખેલે બાળી બહુચરારે લોલ.
જાણે દેવ લેછે વારણાં ફરી ફરીરે લોલ. ૫૪
વીણા વાંસળી વગાડે શબ્દ નાદસુરે લોલ,
ડાક વાગે માહાદેવ મરજાદ શુરે લોલ ૫૫
ધરી પાણી પોથી‌ઓ તે મહા મુનમાંરે લોલ;
બ્રહ્મા વેદ ભણે મુખ ચારે ધુનમાંરે લોલ, ૫૬
પુષ્પ ચંદન વરસાવે વળી દેવનારે લોલ.
અઠયાસી સહસ્ર રૂષી સદા સેવનારે લોલ, ૫૭
ગોરી શ્વેત તછ સેવક કાજે ધસીરે લોલ.
કરી કાળમાં ચુંવાળમાં આવી વસીરે લોલ. ૫૮
બુરે શું લહે ભવાની ફેરા ભેદનેરે લોલ.
આદ્યમધ્યઅંત ચોં અગમ્ય વાદ વદનેરે લોલ. ૫૯
આ અખંડ ગરબો ગાય જે કોઇ માનવીરે લોલ
અરણઅરણને ઉચ્ચારે, સ્નાન જાન્હવીરે લોલ; ૬૦
નવે નીછ રીઢ સીછએ ઓવારણાંરે લોલ;
દેવી વાંઝીયાં બંધાવે દ્વાર પારણાંરે લોલ; ૬૧
મન મેલ્યાં એ.બ ચાચર સોહામણાંરે લોલ
ભટ વલભ મેવાડા માને ભામણાંરે લોલ ૬૨

## સતભામાનુ પાણુ ગરબો ૧૬ મો

જાણ્યું જાણ્યું હેત તમારૂ જાદવારે લેલ;
હેતજ હોય તો હઇડામાં વરતાય જો.
અમે તમારી આંખડીઓ અળખામણીરે લેલ,
વાલપ હોય તો નયણામાં ઝળકાય જો. જા૦ ૧
પારી જાતકનુ ફુલરે નારદ લાવીયારે લોલ;
જઈ સોંપ્યું રાણી રૂકમણીને દરબાર જો;
એકે પાંખડલી મારે મંદીર નવ મોકલીરે લોલ,
કીધી મુજથી એ અદકેરી નાર જો, જા૦ ૨
અચરત પામ્યા ને અંદેશો ઉતરયોરે લોલ,
જાઓ જાઓ નહી બોલુ સુંદર શ્યામ જો;
રૂકમાણીને મંદીર જઈને રંગે રમોરે લોલ,
હવે તમારે અમ સાથે શું કામ જો જા૦ ૩
અળગા રહો અલબેલા મને અડશો નહીરે લોલ,
તમ સાથે નહી બોલુ નંદ કુમાર જો;
બોલેને પધારો માનીતી તણેરે લોલ,
આજ પછી આવશોમાં મારે દ્વાર જો. જા૦ ૪
નારદે કહ્યું સતભામા સાંભળોરે લોલ,
એ નીર્લજને નથી તમારૂ કામ જો;
કાલાંને વાલાં કરતો તે આવશેરે લોલ;
મોટા કુળની મુકશોમાં મામ જો. જા૦ ૫
ઉતાર્યા આભ્રણરે પેં અગ ધર્યોરે લોલ,
લો શામળીયા તમારો શણગાર જો,
મારારે મેયરની બોડુ એકલીરે લોલ;

બીજું આપો માનીતી દરબાર જો. જા૦ ૬
ઘરાણા ચીર ઉતારી ચોળી ચુદડીરે લોલ,
ઉર થકી ઉતારયો નવસર હારજો,
કાંબીને કડલાંરે તોટી ડામણીરે લોલ,
સર્વે સભાગી લેજો નંદ કુમાર જો. જા૦ ૭
આગળથી નવ જાણ્યું મેં તો એવડુ રે લોલ,
ઘરથી ન જાણ્યો ધુતારાનો ઢંગ જો.
બાળાપણની પ્રીત અમારી પાલટીરે લોલ;
એ નીર્લજને શાનો દીજે રંગ જો. જા૦ ૮
ધીરજની વાતો ઘરથી જાણી નહીરે લોલ.
પ્રીત કરીને પરવશ કીધા પ્રાણજો;
કાળજડાં કોરીને ભીંતર ભેદીયાંરે લોલ,
મીટડલીમાં માર્યાં મોહનાં બાણ જો, જા૦ ૯
પ્રીત કરી પરહરવું નોતું પાધરૂરે લોલ,
થોડા દિવસમાં શું દીધાં મને સુખ જો;
સ્વપનાનાં સુખડાંરે સ્વપને વહી ગયાંરે લોલ.
દહાડલીમાં પ્રગટ્યાં દારૂણ દુઃખ જો જા૦ ૧૦
પુરણ પાપ મળ્યાંરે એ અબળા તણાંરે લોલ;
જેનો પરણ્યો પર ઘેર રમવા જાય જો;
અબોલડા લીધારે બાળે વેશથીરે લોલ,
તે નારીનું જોબન ઝોલાં ખાય જો. જા૦ ૧૧
પાણીડાં પીને ઘર શુંરે પુછીએરે લોલ,
વેરી પીતાએ પુરણ શોધ્યાં વેર જો,
ઉછેરી આપીરે એના હાથમાંરે લોલ,

ગળથુથીમાં થાજી ન પાયું ઝેર જો. જા० ૧૨
ઈંડલીના વેણ મને બહુ સાલરે લોલ,
નયણાંમાંથી છુટે જળની ધારજો;
હેતકુ નવ ફાટશું રે હજુવે અમતણું રે લોલ,
ઉર ઉપર કંઇ ઉડયા મેઘ મલ્હાર જો. જા० ૧૩
ઐવાને મેણાં શું બેલો મન થકી રે લોલ,
ભોળા મનની શું જાણોછો ભ્રાંત જો
નારી મત શું રાખો નારદને કહેરે લોલ,
કુળવતી તમે કેમ કરો કલ્પાંત જો. જા० ૧૪
પટરાણી તમથી બીજી પ્યારી નથીરે લોલ,
શું સત્રાજીતા કુડો ચડાવો ક્રોધ જો;
કપટી નારદીયાનાં કહેણ ન માનીયેરે લોલ,
ચણી વધારે ઘેર ઘેર જઇ વિરોધ જો, જા० ૧૫
ચાચું જો કહું તો તમે નવ સાંભળોરે લોલ,
કરો સતભામા ખાઉ તમ આગળ શમ જો;
કાળુડા નાગને આપુ આંગળીરે લોલ,
તોએ તમારૂં મન નવ માને કેમ જો. જા० ૧૬
મોહનજી કહેરે સતી તમે સાંભળોરે લોલ,
કહોતો મંગાવું પારી જાતકનુ ઝાડ જો;
આણીને રોપાવું તમારે આંગણેરે લોલ,
રાણી રોશ તજીને મુકો રાડ જો. જા० ૧૭
હરખીને બોલ્યાં હરીથી હેત શું રે લોલ.
સતભામાને સૌકો લાગ્યાં પાય જો,
વાજાંતે વાગેરે વેણા વાંસળીરે લોલ.

ગીત ગાનને નઉતમ ઓચ્છવ થાય જો, જા૦ ૧૮
કુમ કુમને કસ્તુરી બહુ ફેવડોરે લોલ,
ચુવા ચદન ઉડે અબીલ ગુલલ જો;
આનંદ ઉચ્છરે થાય અતી ઘણોરે લોલ.
ભેગ ભુગળને વાજે મૃદંગ તાળ જો. જા૦ ૧૯
કલ્યાણ ગાયુંરે રૂડી રીતશુ રે લલ,
સતભામાનાં મનાવ્યાં છે મન જો,
મીરાનો સ્વામી મોલ પધારીયારે લોલ,
સતભામાનાં જીવન કીધાં ધન્ય જો. જા૦ ૨૦

---

## કાકરેજી માતાજીનો ગરબો

પ્રથમ ગણપતી લાગી પાય કે ગરબો આદરયોરે લોલ
કાકરેશ્વરી તણો મહિમાય કે સકુ ચીતે ધરોરે લોલ. ૧
વાણી આપો સારદ માય કે મુખથી ઓચરૂરે લોલ,
સૌકો ભાવ ધરીને ગાય તેવો ગરબો કરૂંરે લોલ. ૨
કાકરીયા સરવર શોભાય કે, શ્રવણે સાંભળોરે લોલ;
મેલાં હોય તે ઉજ્વળ થાય કે, જાએ આંબળોરે લોલ. ૩
ચારે પાસે સધો સંધ કે, સુંદર ઘાટ છે રે લોલ;
બંગલા બેઠક પથ્થર બંધ કે વચમાં વાટ છેરે લોલ. ૪
વેહેળો ખારીનો જે માય કે આવે છે સહીરે લોલ.
નાહ્યે કાયા નીર્મળ થાય કે તે નિરખો તઇર લોલ ૫
કાકરેજી મા વસીયા વાસ કે ગરનાળા વિષેરે લોલ
પ્રતક્ષ પુરણ જોત પ્રકાશ કે પુસ્તકમાં દીશેરે લોલ
સરોવર સમુદ્ર સરખુ દીસે કે પરણોદક ભરયુરે લોલ.૬

કવિતા કહે મન મારૂં હીસે કે જઇ તેમાં તરૂરે લોલ. ૭
તેમાં નૌતમ નગીના બાગ, કે શોભા તે તણીરે લોલ.
ગુણીજન ગાએ ત્યાં બહુ રાગકે; રૂડીરચના ઘણીરે લોલ ૮
લક્ષ્મણ હીરાથી બાંધી પુલ કે તેમાં થઇને ગયાંરે લોલ,
તેમાં ઝાડ ઘણાં ફળ ફુલ કે નવ પલ્લવ થયાંરે લોલ. ૯
માત ઝરૂખે બેશી જુવે કે દષ્ટી અમી ભરીરે લોલ;
સકટ સહુ શેવકના ખુએ કે બહુ પ્રેમે કરીરે લોલ ૧૦
ચારે સ્થંભે તોરણ લળ કે નાળીએર ચડેરે લોલ.
દીપક જ્યોતાં જળહળ ઝગેકે, મુજ મન ત્યાં અડેરે લોલ
કુમ કુમ ચરચીત ચંદન સ્થભા આઇના આવાસમાંરે લોલ
ચૌસઠ બેનો આવી રંભા, હાસ વિલાસમાંરે લોલ ૧૨
દેવી સોળ ધરી શણગાર; કે ગરબા ગાયછેરે લોલ.
રૂમઝુમ ઝાંઝરનો ઝમકાર કે, થેઇ થેઇ થાય છે રે લોલ.
ઓપે આભ્રણ નવરંગ સાર કે, કસબી કોરનારે લોલ.
ચરણા ચોળી ચળકે અપાર, કે રેશમ દોરનારે લોલ ૧૪
વાજાં વાજે સોડશ વીશ કે ધુન ગગને ગઇરે લોલ.
મોહ્યા હરી બ્રહ્માને ઇશકે તે આવ્યા વહીરે લોલ. ૧૫
દેવનો અધિપતિ જેછે ઇંદ્ર કે આવ્યો તે ઘડીરે લોલ.
ઐરાવત જે હસ્તિ ગજેદ્ર કે તે ઉપર ચડી રે લોલ. ૧૬
મુનીવર જપ તપ મુકી તેહ કે આવ્યા પાંસરારે લોલ.
દેશપતિ પણ ધારી સ્નેહ; કે ત્યાંથી પરવરયારે લોલ ૧૭
ઠાકરેજી દે આદરમાનકે બલે સહુ આવીયારે લોલ.
આપ્યાં લવીંગ સોપારી પાન કે પુષ્પે વધાવીયારે લોલ ૧૮
એવા સ્થાનકની રચનાય કે મનમાં પેખીએરે લોલ.

ચંદ્ર દેવતાંઆં જો થાય કે, પ્રત્યક્ષ દેખીએરે લોલ; ૧૯
કહોયે દેવ તેની કોડકે ત્યાં આરી વગોર લોલ
કાકરેશને મસ્તક મોડ કે, મેઝો સહુ મળીરે લોલ. ૨૦
શિવજી વેચે છે પ્રસાદકે કે જે કૈલાસપતીરે લોલ.
બ્રહ્મ દેછે આશીર્વાદ કે મુનીવર મહામતીરે લોલ; ૨૧
શ્રીકૃષ્ણ આપ્યાં વઈકુંઠ નાથ કે, મહીમા વર્ણવીયારે લોલ
હરખ્યા સુરનર મુનીવર સાથ કે સ્થાન સંચરીયારે લોલ
રંગ ભેર રાસ રમ્યાં નવરાતકે, મરમા મઈ થસુરે લોલ;
કીધા ભોગ નાના વીધ ભાત કે, તેમાં નહીં મણુરે લોલ
અરસ પરસ થયા વિદાયકે, આનંદ ઘણો કરીરે લોલ.
શ્રીકૃષ્ણ વસ્ત્ર સહુને અપાયકે કહે કાકરેશ્વરીરે લોલ; ૨૪
અમે આજ થયા પ્રસન કે, એવુ ઓચરયાંરે લોલ.
ચૈતર ચતુર દશીને દનકે દેઉળું નોતરાંરે લોલ; ૨૫
ત્યારે દેવી સહુકો સાથકે, રળિઆંત થયારે લોલ;
વચન દેઈને જમણો હાથ કે સૌ ત્યાં થકી ગયારે લોલ.
ભાદરવા સુદીને નિજપાથ કે ચૈતર ચતુર્દશીરે લોલ;
તે ત્રણ તિથી વસી કવિતાય કે જે મનમાં વસીરે લોલ
તે ત્રણ દિવશે બહુ મહિમાય, કે દર્શન કરે સહુરે લોલ
મનના મનોરથ પુરણ થાય કે પામે સુખ બહુરે લોલ.
આઠમ ચાદશને રવિવાર કે પુજા કીજીએરે લોલ;
દોલત ખરચીદેવી દરબાર કે, રિદ્ધ સિદ્ધ લીજીએરે લોલ
એવુ જાણી વરણ અઢારકે, સહુ સેવા કરેરે લોલ;
કવીજન કેરુ છે વારવાર કે ભવસાગર તરેરે લોલ ૩૦
નાગર દલપતની જીભ કે, આઈ વાસો વસ્યારે લોલ.

તેથી ગુણીએના ગાની ગાય કે દુઃખડાં દુર ખસ્યાંરેલાલ.
સંવત સતરશેં સત્યાશી કે, ચૈત્રિ પુનમેરે લાલ;
કવીજન અમદાવાદનો વાશી કે નમ્ર થઇને નમેરે લાલ;
જે કોઇ શીખે સુણીને ગાય કે દુઃખ તેનાં ટળેરે લાલ;
સઘળાં પાતક પલાજય થાય કે કાકરેજી મળેરે લાલ; ૩૩

---

## કૃષ્ણજીનુ રૂશણું ગરબો ૧૮ મો.

વ્રજમાં એક સમે વ્રજરાજ કે, આડા લીધલારે લાલ.
રોશે રાતા થયા છે નેણ કે કરોધ બહુ કીધલારે લાલ
જશોદા હેતે બોલ્યા વાણ કે જાઉ તાર વારણેરે લાલ, ૨
આ વડી રીસ કરી નંદલાલ કે કેને કારણેરે લાલ.
કાનુડા કેતો તારે કાજ કે સીવાડું ઝુનડારે લાલ;
કાજુ રેશમ કેરી કોરકે કોરાવું ફુલડારે લાલ; ૩
નાડી હીર તણી નવરંગ કે બનાવું સુંથણીરે લાલ;
અપુ ખાંને જમવા ખીર કે ઘૃત સાકર ઘણીરે લાલ
જશોદા માતા જાણ પ્રવીણ કે, મનમાં આકળીયુરે લાલ;
રીસાયા બ્રહ્મા ભુનાના નાથ કે, કારણ જાણીયુરે લાલ; ૫
પરણ્યા કાજ કરયો પરપંચ કે મીસ લઇ રીસનોરે લાલ
ભાવ્યું સુદર પરમ અનુપ કે ચરીત્ર જુગદીશનુરે લાલ
જશોદા સમજ્યાં પુરાણ પ્રીત કે લક્ષણ લાલનુરે લાલ
બોલ્યા જાણી જગઆધાર કે રશીક તારૂં રૂપાળુરે લો
લ.
રસીયા રમો જમો સુખ રૂપ કે કરો રંગ રંગડારે
રે લોલ
કાજુ કંન્યા લાવું તુજ કાજ કે, આ તે અલબેલા
રે લોલ;
વાલેજીએ કાંઇક ધરાયા કાનકે મન સીતળ

માતાનુ વેણ મનોહરકે, માવે અંતરમાં ધરયુરે લોલ.
સગપણ કરવાનું મન સાચ કે ઠાવકુ ઠેરીયુ રે લોલ.
ત્યારે બ્રહ્મા મુનીનો નાથ કે હેશીને સામુ હેરીયુરે લોલ.
જસોદાએ સર્વ કીધી વાત કે આગે નંદને રે લોલ;
ઘડીમાં લગન લીધો તતકાળ કે બાળ મુકંદનારે લોલ;
થયો છે લાડક વાચો લાલ કે પરણ્યા જેવડોરે લોલ.
જોઇને કન્યા કુળ આચાર કે, સમાઇ ત્રેવડોરે લોલ, ૧૨
હમણાં બાળ આચારે મોહી કે, કન્યા કાજુ મળેરે લોલ
પછે મોટા થઇ મહારાજ કે, કેવા નીવડેરે લોલ ૧૩
માટે જાજુ બીજું કાંઇ કે, ડાપણ નવ ડોળીએરે લોલ
છોટી કાન કુંવરને કાજ કે. કુવરી ખોળીએરે લોલ. ૧૪
વાધો બ્રહ્મા મુનીનો નાથ કે પરણ્યા લાગ્ય છેરે લોલ;
જે કોઇ એનો ગ્રહશે હાથ કે, તેનાં બડાં ભાગ્ય છેરે લોલ
જસોદા નંદ મળી એકાંત કે. એ વિચારીયુંરે લોલ,
પ્રભુભાન ધીરે વિવહ કરય નું ધારીયુરે લોલ. ૧૬
નામ જોઇ મુરત લગન કે, સરવ જોતરાવીયુંરે લોલ,
વર કન્યાને પુરણ પ્રીત કે, સર્વે શુભ આવીયુરે લોલ.
પ્રભુભાણ તણે દરબાર કે, જસોદાજી ગયારે લોલ,
દીધાં સુંદર બીડાં પાન કે, આસન બહુ આપીયારે લોલ
બોલ્યાં કળાવંતીને પ્રભુભાણ કે,પધારયાંભલેભામનીરે લોલ
લીધી મેર અસાકીક આજકે, અમારે ઘેર ઘણીરે લોલ,
જોદા સુંદર બોલ્યાં વેણ કે.જોડી બેઉ હાથનેરે લોલ.
દે રાધા કુવરથી આજ કે, બ્રહ્મા મુની નાથનેરે લોલ.
મન રાજી થયા પ્રભુભાણકે, કળાવંતી કોપીયાંરે લોલ

જસોદા સાથ કરી વઢવાડ કે નેત્ર રોપાયારે લાલ.
નંદની નારી એવી વાત કે; સકેલી મેલો હાટમાંરે લાલ
મારી કુંવરી મોતીડાં બાર કે. પડી નથી વાટમાંરે લાલ,
તું તો મોટી તારે ઘેર દખાડછ માનનેરે લાલ;
રાધા મારી સુંદર રૂપ કે, નહીં દઉં કાળા કાનનેરેલાલ,
મારી પુત્રી અતી સકોમળ કે, કમળ કેરી પાંખડીરે લાલ
તારો પુત્ર રમે વન માંહી કે પગે નહીં ચાખડીરે લાલ.
વાતું કરતાં બમે વેણ કે બેઉ વાદે ચહડયારે લોલ.
બ્રહ્મા મુનીના વાલા કાજ કે. જસોદાજી લડયાંરે લાલ
જશોદાએ લોચન કાધાં લાલ કે, કંગાવંતી ઉચરેરેલાલ
રીસે રોમાંચીત થયાં ગાત્ર કે, અધુર મુખ ફર ફરેરે લાલ
એવી તારી છોડી ચાલ્યા ધાર કે, છાશપી ઉછરીરેલાલ
કાળો તોએ રાજકુમાર કે, ગોરી તોએ લેજરીરે લાલ,
કુણ ત્રણ ભુવનમાં નાર કે, જે એને નહીં વરેરે લાલ.
વાહ રાધા જેવી લાખ, કાનાની કેડે ફરેરે લાલ.
કળાવંતી ત્યાંહે થાય નચીંતકે; ચીત્ર થાય ભીંતમાંરેલાલ
તમે શું જાણો આડા લાક કે, રાજાની રીતમાંરે લાલ
તારી કુંવરી જેવી કંગેડ કે, કાનાને વાંસે ફરેરે લાલ,
રશીયા બ્રહ્મા મુનીના નાથ કે, મનમાં નવ ધરેરે લાલ
બાલી રીસ કરી બળ સોતકે, નારી બ્રહ્મ ભાણનીરે લાલ
વૃષ્ટી માંડી જસોમતી શીશ કે, વચન કેરા બાણનીરે લોલ
જો હોય લાડક વાધો લલ કે, બાંધે ગળે ઘુઘરોરે લલ,
તારા પુત્ર તણા આચાર કે, દીસે ઉચરોરે લાલ,
એનું મીતે પોંખીને કુણ નાક મરોડશેરે લાલ;કે

હશે જે નવરી નીરલજ નારકે, તે ચોખા ચોડશેરે લાલ
જસોદા બોલ્યાં કરોધ સોતકે, ફરીને રીસનેરે લાલ.
લજ્યા અકલ તણો નહી લેશકે, ગુજરની નાતનેરે લાલ.
કરી કરી બ્રહ્મા મુની વિખવાદ કે, સહુ ધરાપી રહ્યાંરે લાલ
વીવાહની પડતી મેલી વાત કે. જસોદા ઘેર ગયાંરે લાલ,
વાલે મારે ધરચો અચળ સીધાંતકે. પોતે પરણ્યા તણોરે લાલ
આપણ હાથે કરીએ આજ કે, વીવાહ આપણોરે લાલ,
વાલે વંદ્રાવનની માંય કે, વજાડી વાંસળીરે લાલ.
રાધાને તાણી ઝીણે તાન કે; આવી એકાંતે મળીરે લાલ
અંગો અગ નઉતમબાણકે, અનુપ શોભા કાનનીરે લાલ,
જોઇને રશીયાજીનું રૂપ કે, મગ્ન થઇ માનનીરે લાલ;
ભાળી વર કન્યાનો ભાવ, તુરત પરણાવીયારે લેલ
કળા વતી નદ જસોદા ભ્રખુમાણકે, કુટબ ધરયું રહ્યુંરે લાલ
છાનું બ્રહ્મા મુનીને નાથકે, નીજ કારજ સરયુંરે લેલ.

• અંબાજીનો ગરબો.

ગુરૂ ગુણપતી લ ગુ પાય રે મા, અબાજી ગરબે ઘુમે છે.
સારદ જી થાજો મુને સાયરે મા, અંબાજી૦ ૧
રમે તેવ તેવડી જોગમાયારે મા, અંબાજી૦
તેને નામે પાવન થાય કાયારે મા, અંબાજી૦ ૨
માએ કીધા તે સોળ શણગાર રે મા, અંબાજી૦
થાય રમતાં તે થેઇ થેઇકાર રે મા, અંબાજી૦ ૩
રચ્યો આનંદ વનમાં રાસરે મા અંબાજી૦
નાચે બ્રહ્મા વિષ્નુ મહેશરે મા, અંબાજી૦ ૪
માએ પેહરી પટોળી સાડીરે મા, અંબાજી૦

પેહેરયા હીરા મોતીના હાર મા, અંબાજી૦ ૫
માને ગરબે ઘુઘરમાળ રે મા અંબાજી૦
નાચે ખુંદને કરે બહુ તાળરે મા, અંબાજી૦ ૬
ફરે કુદડીને છદ બહુ ગાયરે મા. અંબાજી૦
કાને કુડળ ને કનકના તાંતરે મા, અંબાજી૦ ૭
રેખાએ જડીત્ર રાતા દાંતરે મા, અંબાજી૦
મુખ કમળ તેણુ આકાર રે મા અંબાજી૦ ૮
થાએ અખંડ ઝાક ઝકોળ રે મા, અંબાજી૦
છદ માંહી કરે છે કીલોળરે મા, અંબાજી૦ ૯
નવ દીન રમે નવ રાતરે મા, અંબાજી૦
ભાવે રમે છે બેચર માતરે મા, અંબાજી૦ ૧૦
ગાન તાન ને કુદડી ફરેરે મા, અંબાજી૦
ઝાંઝ વાજેને જુગતે ગાયરે મા, અંબાજી૦ ૧૧
માએ ધરીયું રૂપ અનુપરે મા અંબાજી૦
માને શોભે મોટા મુની ભુપરે મા અંબાજી૦ ૧૨
વેદ પુરાણે તુને પરમાણીરે મા અંબાજી૦
ઈંદ્ર પામે થઇ ઇંદ્રાણીરે મા, અંબાજી૦ ૧૩
પગીબ્રહ્મની છો પટરાણીરે મા, અંબાજી૦
મજી બ્રહ્મા પાસે બ્રાહ્માણીરે મા, અંબાજી૦ ૧૪
થઇ નવલા રંગની રેલરે મા, અંબાજી૦
માજી ખેલે નવા નવા ખેલરે મા અંબાજી૦ ૧૫
દેવ તેત્રીશ કોટી આવેશરે મા, અંબાજી૦
એવો અખડ રચીયો ખેલરે મા, અંબાજી૦ ૧૬
માનો મહિમા કહું શું મોટોરે મા, અંબાજી૦

ફરે ખરૂ માનો નથી ખોટોરે મા  અંબાજી૦ ૧૭
બ્રહ્માંડનો ગરબો કીધોરે મા.  અંબાજી૦
રમવાને શીરપર લીધોરે મા,  અંબાજી૦ ૧૮
રામ પાતળનું ફોડીયું કીધુરે મા,  અંબાજી૦
રકત બીજથું રૂધીર પીધુરે મા,  અંબાજી૦ ૧૯
મેરૂ પરવતની વાટયુ કીધીરે મા,  અંબાજી૦
સાત સાયર તેલ ફુલેલરે મા  અંબાજી૦ ૨૦
મળ્યાં સરખે સરખીનાં જુથરે મા  અંબાજી૦
માની શોભા બની અદભુતરે મા,  અંબાજી૦ ૨૧
માજી મેહેર કરો વરે આવીરે મા,  અંબાજી૦
દાસ શીવરામે લડાવીરે મા,  અંબાજી૦ ૨૨
સંવત અઢારને પાંત્રીસેરે મા,  અંબાજી૦
એવી ચૈતર વદી ચૈદશેરે મા  અંબાજી૦ ૨૩
બુધવારે ગાયો માનો રાસ રે મા  અંબાજી૦
ગાયે તેનાં કર્મબંધ નાશરે મા,  અંબાજી૦ ૨૪

---

## મહાકાળીનો ગરબો. ૨૦ મો

પાવાવેતા ગઢથી ઉતર્યાં મહાકાળીરે,
મા પરવરીયાં ગુજરાત પાવાવાળીરે.  ૧
મા સોળ કરો શણગાર માહાકાળીરે,
માની ઓઢણી ઝાક ઝમાળ પાવાવાળીરે,  ૨
માને કાંબીને કડલાં સોભતાં માહાકાળીરે,
માને ઝાંઝરનો ઝમકાર પાવાવાળીરે.  ૩
માને ક્ષાંઇ બાજુબંધ બેરખા માહાકાળીરે,

માને દસે આંગળીએ વેઢ પાવાવાળીરે, ૪
માને ઝાલને ઝુમણું શોભતું માહાકાળીરે;
માને કંઠે એકાવળ હાર પાવાવાળીરે. ૫
માને નાકે નકવેશર શોભતું માહાકાળીરે,
માને ટીલડી તપે લેલાડ પાવાવાળીરે. ૬
માને સેથે ભરયો સીંદુરને માહાકાળીરે;
માને ચોટલે વશીયલ નાગ પાવાવાળીરે. ૭
મા ચોસઠ બેની તેડાવશું મહાકાળીરે;
મા સાથે દોયલ વીર પાવાવાળીરે. ૮
મ કુલના દડા હાથમાં માહાકાળીરે,
મા પરવરીયાં ગુજરાત પાવાવાળીરે. ૯
મા પાંડુ પરગણું તાહરૂં મહાકાળીરે;
મા ગુન્દર ખડમાં ગામ પાવાવાળીરે; ૧૦
મા ચાપલપુર શોહામણું મહાકાળીરે;
માને તેને ટોડે પુર વાસ પાવાવાળીરે. ૧૧
મા સરવે મળીને કરી સ્થાપના માહાકાળીરે;
માજી માન સરોવર માંય પાવાવાળીરે. ૧૨
મા કુકડીયા તે સજ કરી માહાકાળીરે;
મા થયાં તે ઘડી અસ્વાર પાવાવાળીરે, ૧૩
મા કેશર વાઘા પેહેરીયાં માહાકાળીરે;
મા લીધું ભમર ભાલુ હાથ પાવાવાળીરે. ૧૪
મા રમતાં રમતાં નિસરયાં માહાકાળીરે;
આવ્યાં માન સરોવર પાસ પાવાવાળીરે. ૧૫
મા સાથે લસ્કર ચાર કુંવરી માહાકાળીરે;

આવાં માન સરોવર માંય પાવાવાળીરે. ૧૬
માનસરોવર તળાવડી મહાકાળીરે;
તેમાં ભરીયાં નીરમળ નીર પાવાવાળીરે. ૧૭
માએ ઉતરીને કીધાં પેતીયાં મહાકાળીરે;
માએ નાહીને પીધું નીર પાવાવાળીરે. ૧૮
મા ઘોડીમાંથી ઘોડો થયો મહાકાળીરે;
મા અસ્ત્રીમાંથી પુરૂષ પાવાવાળીરે ૧૯
માનો પટંતરો ત્યાંથી થયો મહાકાળીરે,
માનો પ્રથ્વીમાં મહિમાય પાવાવાળીરે. ૨૦
મા હીંદુ કેરા દેવતા માહાકાળીરે,
બળદારી બહુચર માય પાવાવાળીરે. ૨૧
મા લીલા તે નેજા ફરફરે માહાકાળીરે;
આવી મુગલા કેરી ફોજ પાવાવાળીરે. ૨૨
મા બહુચર મા એમ બોલીયાં મહાકાળીરે;
. અલ્યા મ લઈશ માહારૂં નામ પાવાવાળીરે. ૨૩
મા મુગલે વાત મનમાં ધરી માહાકાળીરે;
ચડો મુગલાં કેરી ફોજ પાવાવાળીરે. ૨૪
મા બહુચર માના અગલા માહાકાળીરે,
તે તળીયા તાવા માંય પાવવાળીરે. ૨૫
કુકડીયા ભોજન કીધાં માહાકાળીરે;
પછી ચકુડી તે માને રીસ પાવાવાળીરે, ૨૬
મા મુઆ તે અગલા બોલીયા મહાકાળીરે;
મા અસુર તણા ઘટ માંસ પાવાવાળીરે. ૨૭
મા બહુચર મા તમે કેપીયાં માહાકાળીરે;

પછે આઈ થયાં અસવાર પાવાવાળીરે. ૨૮
મા ત્રીશુળ લીધુ હાથમાં માહાકાળીરે,
મા કીધો અમૂર હણ્યો નાશ પાવાવાળીરે. ૨૯
મા કુદી ઘોડો મારીયો મહાકાળીરે;
મા હાથો પાડયો એક પાવાવાળીરે. ૩૦
મા મોટો મુગમ એક મારીયો માહાકાળીરે
બીજા મુગમનો નહી પાર પાવાવાળીરે. ૩૧
મા બકરી મુગમ મારીયા મહાકાળીરે;
મારયો પચ્છાનો ભ ણેજ પાવાવાળીરે. ૩૨
મા હામી થયું સહુ એકઠુ માહાકાળીરે;
ચાલ્યાં પોતે મુગમ પાસ પાવાવાળીરે. ૩૩
તેં મારૂં તે વારયું નવ કરયું માહાકાળીરે;
તેં હાથે વસાવ્યુ વેર પાવાવાળીરે. ૩૪
ત્યાં હાથ જોડીને આવીયા મહાકાળીરે,
માને નમીનમી લાગે પાય પાવાવાળીરે. ૩૫
મા સોનાના ઘડાવુ કુકડા મહાકાળીરે,
મા લાવું મંડપ માંય પાવાવાળીરે. ૩૬
મા તારૂં દેવળ ફરી ચણાવશું માહાકાળીરે,
મા ઉપર પીળી ધ્વજાય પાવાવાળીરે. ૩૭
મા તારો ચાચર સાંધશુ માહાકાળીરે,
કહે વલભ કોડે બાંધશું પાવાવાળીરે. ૩૮

---

**બહુચરાજીના શણગારનો ગરબો ૨૧ મો**

પ્રથમ ધ્યાન માત બહુચરાનું ધારૂં રે લોલ,

જેથી અષ્ટપ વાણીની રચના કરૂં રે લોલ. ૧
માના શણગારની સહુ કહું વાતડીરે લોલ,
બાળી રમક ઝમક આછે ઓઢે ઘાટડીરે લોલ. ૨
પગે પહોળાં બીરાજે માને ઝાંઝરાંરે લોલ
અણવટ વીંછિયા ઝણકે માને ભ ઘઘુંરે લોલ.૩
માની ઘાઘરીએ ઘુઘરી છે શોભતિરે લોલ;
કડી મેખળા જડાવ ઘણું ઓપતીરે લોલ, ૪
ગળે હાર હઇયામાં જડાવ છે ઘણોરે લોલ;
કોટે કટેસરિ દુગદુગી ઝુમણુંરે લોલ. ૫
પારો શુપ વિંચ હેરનો પડયો ગળેરે લોલ;
ચઉદ લોકમાં સરૂપ બકિયરા મળેરે લોલ. ૬
એક દાણીયું અમુલ્ય રત્નશું જડયુંરે લોલ;
બહુ ચાતુરી કરીને સોનીએ ઘડયુંરે લોલ. ૭
પોંચે પોંચિયું માણી જડાવ રત્નશુંરે લોલ;
તેની મળાતો ગફરી નખમાં પડીરે લોલ ૮
બેહુ બાજુબંધ લટકે ફુમતાંરે લોલ;
શોભે માણા જડાવ તણાં જુમખાંરે લોલ. ૯
હીરા રત્નની કાંચળી બુટે જડિરે લોલ,
માના કાનમાં કનક તણી પાંદડીરે લોલ. ૧૦
માની ઝાલમાં માણી જડાવ ઝામણીરે લોલ,
નકવેસરે બીરાજે આછ આખડીરે લોલ. ૧૧
માને લીલાવટ ટીલડી શોભતીરે લોલ,
માથે વેણ બીરાજે નાગની ફણીરે લોલ; ૧૨
ઓએ સેંથામાં કીધી સિંદુરની છબીરે લે;લ.

જેમ મેઘમાં ઉગમં ા દીસે રવીરે લોલ ૧૩
માને ચોટલે બીરાજે ઘણો ઓરડારે લોલ;
વાંશે હેમનો મણી જડાર ગોફણોરે લેલ; ૧૪
કમુંબ ચુવે છે માત કેરી ચુંદડીરે લોલ;
હીરા સાંકળી તે લાલ મોતીયે જડીરે લોલ ૧૫
માથે ગરબો લેને બાચરા રમેરે લોલ;
તેવતેવડી સાહેલડીના સાથમાંરે લોલ; ૧૬
બ્રહ્મા ગાન ગાય વેદ મુખશુરે લોલ;
સીવે ડાકડાંડી હેમની કરે ક્રીડારે લોલ; ૧૭
કૃષ્ને વાંસળી વગાડી બહુ હેતશુરે લોલ.
નારદ ચંપક કળા તે કરે ક્રીડારે લોલ. ૧૮
ગાય ગાંન કરે તાન; એવા વનમાંરે લોલ,
એક એકને જુવેને હુશે મનમાંરે લોલ. ૧૯
માતા બેચરાનુ નામ છે જાગતુરે લોલ;
તેથી દુઃખને દાળીદ્ર કરે ભાગતુરે લોલ; ૨૦
જે કોઇ ભાવ થકી બહુચરાજીને ભજેરે લોલ.
તેની વાત દેવ લોકમાંજઇ વસેરે લોલ. ૨૧
આઇ કૃપાએ કરીને ગરબી કહેરે લોલ;
જે કોઇ ગાય તેના ચીતમાં બાળી રહેરે લોલ; ૨૨
ગરબી ગાય શીખે જે કોઇ સાંભળેરે લોલ;
તેનાં સંસારના દુઃખ સઘળાં ટળેરે લોલ; ૨૩
ભટ વલભ મેવાડો માનો દાસ છેરે લોલ।
ગરબી ગાય તેનો વૈકુંઠ વાસ છેરે લોલ ૨૪

---

**ભવાની માનો છંદ ગરબો ૨૨ મો**

ગાઉ છું તે ગુણપતી રાએ ભવાની મા,
સારદાજી થાજો મને સાએ ભવાની મા ૧
ગુણ તમારા ગાઉ ભવાની મા.
નીર્ખીને પાવન થાવુ ભવાની મા; ૨
ચર્ણ કમળ શીશ નામુ ભવાની મા.
સતમુખ જો જો અમા સ મુ ભવાની મા, ૩
રૂદીયા કમળમાં રહેજો ભવાની મા,
દાડી તે દરશન દેજો ભવાની મા; ૪
વેદ વેદાંતે વખાણી ભવાની મા,
તમે વ્યાકરણ તમે વાણી ભવાની મા ૫
ઘટ ઘટ રમતાં દેખુ ભવાની મા.
સત્ય સ્વરૂપ કરી લેખું ભવાની મા, ૬
અખંડ રૂપ અવીનાશી ભવાની મા,
તમે ગંગાને તમે કાસી ભવાની મા; ૭
આદ અનાદ તમે એક ભવાની મા,
રૂપ તમારાં અનેક ભવાની મા. ૮
કેમ કરી વરણય થાયે ભવાની મા,
સેસનાગે ન ગવાયે ભવાની મા; ૯
કિલ્લોલ કરે બહુ રંગે ભવાની મા,
ચોસઠ જોગણી સંગે ભવાની મા; ૧૦
તેવ તેવડી મદમાતી ભવાની મા;
છંદ તે ગરબો ગાતી ભવાની મા; ૧૧
ઘુઘરે તાળી વાજે ભવાની મા,

ઝાંઝરી ઝીંઝરીને ડાક વાજે ભવાની મા, ૧૨
તાળ મ્રદંગ ચંગ ભેરી ભવાની, મા.
ઘુંઘટ ઘટમાં ઘેરી ભવાની મા, ૧૩
દશો દશ શબ્દોના બોલ ભવાની મા;
ગાજી રહ્યું ભાગોળ ભવાની મા; ૧૪
ઇશ્વરી કરજો મેર ભવાની મા;
ફરતી ફુદડીને ફેર ભવાની મા; ૧૫
કનક કળશમાં ઝારી ભવાની મા;
વીશ્નુ રહ્યા છે નીહાળી ભવાની મા; ૧૬
શીવ વીરંચી નીર્ખી જુવે ભવાની મા;
સકળ બ્રહ્માંડમા સર્પી ભવાની મા; ૧૭
નવ દીન ગાએ નવ ભેગી ભવાની મા;
ભાવે ભજે બ્રહ્મ જોગી ભવાની મા; ૧૮
દશમે જે જે કાર ભવાની મા;
નીર્ખી રહ્યાં નર નાર ભવાની મા; ૧૯
પુષ્પે ભરી વેણુ વાળી ભવાની મા,
છેલે રમે છોગાળી ભવાની મા ૨૦
લટકે મહીષસુર મારયો ભવાની મા;
સેન સહિત સહારયો ભવાની મા; ૨૧
ધુમ્ર લોચન ધંધોર્યાં ભવાની મા,
ધુમ્ર દૈત્યને ઘેર્યાં ભવાની મા, ૨૨
ચડ મુંડ મરડીને મારયો ભવાની મા,
રકત બીજ રૂધીર પીધાં ભવાની મા, ૨૩
દેવતાનાં કારજ સીધાં ભવાની મા,

જમનો કીધો ત્રાસ ભવાની મા; ૨૪
ત્રૈલોક ટાળો પાશ ભવાની મા;
દેવ વીમાન ચડી દેખે ભવાની મા; ૨૫
જીવ્યુ સફળ કરી લેખે ભવાની મા,
વિનંતી મારી લેજો ભવાની મા ૨૬
સંવત અઢાર છત્રીસે ભવાની મા,
ગુણ ગાતાં મન હીંશે ભવાની મા; ૨૭
આસુ સુદ બીજ અજવાળી ભવાની મા,
સુકરે થયાં સાઇ કાળી ભવાની મા; ૨૮
શીવરામ દાસ તમારો ભવાની મા,
ચરણે રાખીને ભવ તારો; ૨૯

## માહા કાળીનો છંદ ગરબો ૨૩ મો

સરસ્વતિ ગુણપતીરે પાએ લાગુ છુ,
કરજોડીને કાળીરે વિદ્યા માગું છું; ૧
આવ્યાં નવે તે નોરતારે રાનડી રમવાને,
સજ્યા સોળે શણગારરે અરીસો મુકીને ૨
માથુ ગુપે તે માછરે અંબા અગ્નેશ્રી,
વાંસે લંબક વેણીરે ગોફણો ગાળીને, ૩
બાંધ્યાં તાણીને બોરડારે હીરની દોરીએ;
ચંદ્ર સુરજ ચાલે નહીં માને નીરખી રીએ; ૪
સેંથો પુરયે સીંદુરે રે ગ્રાએ અધુરો;
જાણે પુનમ કેરો રે ચંદલો છે પુરો. ૫
કાને ઝાલ્પ લોલખીયાં રે પંદડાને વેણુ.
આંજી આંખ અગ્નીયાળો રેચોડી ટીલડીયુ, ૬

નાગ બાણ ચડાવીરે ઓપે અલમેલી;
જોય ચોસર બેનીરે થઇ છે ઘેલી;
નાકે નથ જડાઉરે મોરલો ઓપે છે;
ગોરા ગાલ તે ઉપરરે ત્રાજવું તે રૂડું છે; ૮
દંત હેમ જડાઉરે દાડમની કળીયુ;
હસતાં હેત જણાવેરે રંગની રેલડીયુ, ૯
કંઠે સોએ કંટેસરીરે વાડલો વેલડીયુ,
હાર લેકે હઇયામાંરે ખલકે ફુલરીયુ, ૧૦
પેરયો કમખો કસુંબલરે ભાતં ચુંદડીયુ,
ગળુ ગોળ દીસતુરે સાજનને મળીયું ૧૧
બાંએ બાંધ્યા બાજુબંધરે લટકે લેરખડી;
હાથે ચુડી છે હેમનીરે વેટીયો હીરેજડી, ૧૨
પેરચાં ચીર અનોપમરે ઓઢણીએ આંક વળ્યો
ઘંઘરીના ઘુઘરારે આડો ઢાળ ઢળ્યો; ૧૩
ઝાંઝર લગરનીરે ઘુઘરી ઘમકે છે,
પરચાં અણવટ વીંછવારે પાંઉમાં ઠમકેછે, ૧૪
ટોળાં તેવ તેડકીનારે શોભે છે સારા
વાગે ભુંગળ પખાજો રેકોશીયા રસાળા; ૧૫
જટાધારી જુગતેથીરે જોવાને આવ્યા,
સંગ સોભે સુહાગરે ઉનૈયાળ લાવ્યા ૧૬
આવ્યો કાળો કાનુડોરે, મેરલીયું વાળો
સાથે લક્ષ્મી નાનકડીરે સગ શોભે સારો;
આવ્યા ચંડીકાને ચામુડારે ચીત્રાડ આચરમાં,
આવ્યા ભવાનીને ખોડીયારે અંબીકા આદરમાં.

આવ્યા બાળી બે ચરારે કુકડે અસ્વારી,
કેડે બાંધી કટારીરે હાથમાં છે ઝારી. ૧૯
રમિ જમિને દેવીપુરે દરબારે ચાલી;
માના હાથમાં શોભેરે ચાચરની પાલી, ૨૦
સીધો ગીરનાર તેમાંરે દેવળ દાતાનું
એક મુઠી બ્રહ્માંડરે જુઓ રૂપ માતાનું; ૨૧
હાથ પોચ્યા માંહે છે પ્રથ્વીરે હલકેથી હાલે;
સાત સાયર મુકયા મુખમાંરે જઇ ચ ચર માલે ૨૨
માચે ગરબામાં મુકયો મેરૂરે અવર શું કહીએ;
કવિ પંડીત લીધા સાથેરે મંડપમાં માએ. ૨૩
લીધું ખગોળ ભુગોળરે ચપટામાં પોતે;
અરજી કરી ત્યા કે રે તારાની જોને. ૨૪
બાંધી ત્રીશુળે ત્રણે લોકરે ફુદડી તે ફરતી;
•કરે હાક બકોરરે નિસીચરને ચરતી. ૨૫
આવ્યા દેવના સરવેરે નોતરનાંને દાડે;
ગરબો ગયો ગોરીનોરે વલ્લભ મેવાડે. ૨૬

---

## ભીમનાથનો ગરબો ૨૪ મો.

નમુ ગુણપતિને પય નમુ ગુણપતિને પાય;
ભોળા ભીમશંકરને નમુરે;
જેનો જાળ હેઠ વાસ, જે૦ દીન જાણીને જોજો સમુરે, ૧
ભીમ અરજુનને પુછે, ભી૦ તમે શેવા સેની કરીરે,
ભીમનાથનાં પલુ એવાં, ભી૦ અરજુને શેવા કરીરે; ૨
ઇયાં નથી ભીમનાથ, ઇ૦ આ.ભોટી ભાક્ષા મળીરે;

ભીમે ગેડીયો લીધો હાથ, ભી૦ એ પંખણ આઠ્યામણારે;
ગેડોય.નો કરયો ઘાથ એ૦ દુનની શેકુ વછુટીયુરે;
અંત્ર પાશના બે પગ, અં૦ મરે કરો મુજથી થયુંરે.૪
કરાંત્ર કરશોનાં માહારાજ ક૦ અમે તમને નોતા જાણ્યારે
પાસે રાણીને મહારાજ પા૦ અમે આજે માણીયારે.૫.
ચોમાસાનાચાર માસ, ચો૦ માંડી શ્રવણ અંશીક છેરે,
પુનમે કરૂં જાગદેવ પુ૦ સમય શીવજીનો ઠીક છે રે. ૬
વીપ્ર તેડાવો વાગે વાર, વી૦ દશ મેલ્યો કંકોતરીરે,
વીપ્ર આવ્યા વરો વાર, વી૦ વાત જાણી તેને ખરીરે;
ચુરમાની ઊંડે અક્ષ્યેગ, ચુ૦ ઉપર ઘી મોઘર તણાંરે,
બેઠા ઉત્તમ પુત્ર બે૦ દેવાં દક્ષણામાં ધન ઘણાંરે.૮
બેઠી બત્રીએ લીધી હાથ, બે૦ પાર સોનાની ચાખડીરે
ઢોલ શરણાઈના નાદ. ઢો૦ હાથ હેમ કેરી લાકડીરે. ૯
પાંચે બેસાડો મારાજ પાં૦ ચાર વચ્ચે રૂપીયોરે,
ભેળો જોઈને રાજી થાય, ભે૦ આજ ઓચ્છવ સારો થયેરે
ગઝ્લે મતિક જાય, ભ૦ પાપ પડદા તે ખોલીયારે,
ભાઈ ભજો ભીમનાથ ભ૦ હેતે હીરાગર બોલીયારે.૧૧

## માઉપતીનો ગરબો ૨૫ મો ।

સરસ્વતિ ગુણુ લાગુ પાય કે ક જોડી વિનવું રે લોલ
ગણેશરમા વાણીના દાતર કે ચરણે હું નમુ રે લોલ; ૧
જેહી નોતુ મુળ મહાજુ કે તેરીનાં તમેરે લોલ,
મહી શંકા ક્યાં સ્વરૂપ કે ચગણું નમારે [illegible] રે લોલ
[illegible]
[illegible]

માજી તમે ત્રીશુળ ધરીયાં હાથ કે દૈત્યને મારવારે લાલ
પુર પાટણનો રાજન કે વનમાં તે ગયોરે લાલ. ૪
મારૂપતિ દેશ તણો ભુપાળ કે વનમાં નિસરયોરે લાલ,
મળિયા બે પ્રથ્વીના ભુપ કે આશ્રમ ત્યાં કરયોરે લાલ,
પુછી કાંઇ અન્યો અન્યની વાત ઉતારે ઉતારીરે લાલ;
મારૂપતિ દેશ તણો ભુપાળ કે કુડ કપટે ભરયોરે લાલ, ૬
બે ઘેર નારીને સંતાન કે દીન પુરા થયારે લાલ;
તે દીન દેખાડે ભગવાન કે લાવ પૂરો લૈએરે લાલ ૭
તારે ઘેર પુત્રી મારે ઘેર પુત્ર આપણ બે સગા થઇએરે લાલ
એવી ચીત્ત વિચારી વાત કે બેઉજણ ઘેર ગયારે લાલ ૮
બે ઘેર નારીને ઓધાન કે દીન પુરા થયારે લાલ;
બે ઘેર પુત્રી આવી સાર કે સગપણ નવો થયારે લાલ.
કામદાર કરજોડી કહે વાત કે મારૂરાઇ સાંભળોરે લાલ,
મારૂપતી કુડો લખીયો પત્ર પુત્રીનો પુત્ર કરયેરે લાલ.૧૦
તોપણ સકો નકી મનમાય કે વિવાહ આદર્યોરે લાલ;
પ્રીતે પરાણાવ્યાં બે બાળ કે મેલ પધારીયારે લાલ. ૧૧
કાઢી ખડગ મેલ્યું નીરધાર કે સજે સર થયુરે લાલ;
બાળી તે બોલ્યો અવતાર કે કામ કુડું કરયુરે લાલ. ૧૨
પુત્રીએ લખ્યો પીયરમાં પત્ર આ દુઃખ કોને કહીએરે લાલ
જેવી હું તેવો ભરથાર કે મન સમજી લઇએરે લાલ.૧૩
પુત્રી તેડી પોતાને ઘેર જમઇને નોતરયોરે લાલ,
મારવાડી સુણો છે સરદાર કે અક્ષ ઘોડે ચડયોરે લાલ ૧૪
મારૂપતિ દેશ તણો રાજન કે કેતારે ઉતર્યરે લાલ,
મારૂપતિ પેટના પુત્રની [illegible] સગાઇરે લાલ,

અ જ કાંઈ નજરાું અમારા પ્રાણ કે કટક તમને ભળેરે લ;
હું છું નારીનો અવતાર કે પુરૂષને પરખશેરે લોલ. ૧૬
ત્યારે કાંઈ કરજો મુજને જાણ કે નવાણને સમેરે લોલ,
પ્રધાન કે કરજો મુજને જાણ કે નાવા જાઓ તમેરે લાલ
ભુમ પડવું પાટણ માંય કે નાશી જાજો તમેરે લાલ
સાસરે નાવા મેલ્યાં નીર કે બે.જનને સમેરે લોલ, ૧૮
જો હશે જમાઇમાં કુડ કે મારી નાંખશુંરે લોલ;
ઉઠો ઉઠો મારૂપતિ ભુપાળ કે જમવા ખાંતશુંરે લેલ ૧૯
ઉઠ્યા ઉઠયા મારૂપતિ ભુપાળ કે ઉારે લુગડાંરે લેલ,
ભુમ પાડી પુર પાટણ માંહી કે સૌ ઘોડે ચડયારે લોલ,
મારૂપતિ નાઠા તેણી વારકે ચાલ્યા ચુાળમાંરે લેલ.
ગયા માન સરોવર પાસ કે પોતરા પરિવારમાંરે લોલ;
મારૂપતિ ઘોડીનો અસ્વાર કે સાથે એક કુતરીરે લેલ.
માનુ કાંઈ માનસરોવર તળાવ કે ત્યાં પડચ ઉતારીંરે લેલ
કુતરીએ પીધું સરોવર નીર કે કુતરીમાંથી કુતરો થયોરે લેલ
તે નીર છાંટયુ ઘોડીને શાશ કે ઘોડીમાંથી ઘોડો થયેરેલેલ,
મારૂપતી ઉઠયા તેણવાર કે નર થાવા નકીરે લાલ;
નાતાં નર થયો નીરધર કે ધન્ય ધન્ય માત થકીરે લેલ.
માજીતું પુરૂષ તણું પીયર કે તુજ વિના કોયે નકીરેલોલ.
નીજ નારીને તેડી સાથ કે ઘેર આવ્યા સઢીરે લોલ;
ચણાવ્યું આદરસ્થાનક અતિસાર કે કાચા કેલનુરે લોલ,
મેળવ્યુ માન ઘણું રાજન કે માના મેલનુંરે લેલ ૨૬
માગ્યો વાંઝીયને દીધા પુત્ર કે બ્રાહ્મણે પારણારે લોલ,
માઇ નીરધનીયાંને ધન કે તુ આપે ઘણુરે લાલ.

મરૂપતિ દેશ તણો રાજન કે ઘેર આવીયા રે લોલ;
મળીયા માત પોતાને ભ્રાત સમંતો બહુ મળ્યા રે લો લ.
પુછી અન્યો અન્યની વાત કે અંગ ને આનંદ જોરે રે લ
ગરબો ગાયે શિવરામદાસ કે ચરણે રાખજોરે લે ન,૨૮

## આશાપુરીનો ગરબો ૨૯ મો.

સરસ્વત સ્વામીને વિનવુ જી
ગુણપતિ લાગુ પાય, માત આશાપુરાં ગરબે રમો હોજી
દેવ દુંદાળાને વિનવું જી;
જેને સોએ મોદકનો આહાર માત આશા૦ ૨
રિદ્ધ સિદ્ધ સોભા અતી ઘણી હોજી
માજી સુખ તણી દાતાર માતા આ.શા૦ ૩
શણગાર પેહેરયા શોભતાજી,
મુખે વર્ણવ નવો થાય માત આશા૦ ૪
સાત નવેણી ચોટલો જી,
સુંદર ગે ફણો ઘટ. માત આશા૦ ૫
કાજળશુ નેણ સમારીયાંજી,
માએ કાઢી કેશરની આડ, માત આશા ૬
આડ મધ્યે ચોખા ચોડીયા જી
જાણું ઇંદુ પ્રગટયો આ કાશ. માત આશા૦ ૭
માને બાયે બાજુબંધ બેરખાં જી,
ગાતા સુરીનર સરવે દાસ. માત આશા૦ ૮
માને પગે તે નેપુર વીંછીયા જી;
રેમ ઝાંઝર લગર પાસ, માત આ.શા૦ ૯
ઓસડ બની મળી સમટી જી;

માએ માંડયો છે નૌતમ રાસ. માત આશા૦ ૧૦
કનક ગરબો શીર ધર્યો છે,
આંગે છે ચાચર ચોક, માત આશા૦ ૧૧
જોવા આવ્યા છે સર્વ દેવતા છે
ધન્ય ધન્ય કહે દેવલોક. માત આશા૦ ૧૨
ઇંદ્ર ઇંદ્રાણી જોવા આવીયાં છે ;
આવ્યા સવર્ગ થકી સર્વ દેવ. માત આશા૦ ૧૩
બ્રહ્મા વિષ્નુ જોવા આવીયા છે
આવ્યા કૈલાસ થકી માહાદેવ માત આશા૦ ૧૪
ત્યાં ગાંધર્વ ગાન કરે ઘણા છે
ત્યાં નારદ તુમર વાય. માત આશા૦ ૧૫
ત્યાં જય જય બ્રહ્મા ઉચરે છે ,
ત્યાં પુષ્પની વ્રષ્ટી થાય, માત આશા૦ ૧૬
સંવત શતર ઓકાણુ વો છે
ઉતમ આસુ માસ. માત આશા૦ ૧૭
તીથી તેરશ શનીવાર છે છે
શીવરામ તારો દાસ માત આશા૦ ૧૮
ગાય શીખે ને સાંભળે છે ,
તેનો કૈલાશ હોજો વાસ. માત આશા૦ ૧૯
આશાપુરાને આશ્રમે છે ,
તેનો વૈકુંઠ હોજો વાસ માત આશા૦ ૨૦

**આળ લીલાનો ગરબો ૬૭ મો**

ગણપતિ લાગુંછુ પાય, ઉં૦ ગરબો ગવાનું મન ઘરૂ
સમરૂ. સારદાજી માય; સત વાણી જિભની ઉપરૂ.રે. ૧

વાસુદેવ તણી નાર, વા૦ જેનું નામ છે દેવકી રે;
પામ્યા દેવ મોરાર પા૦ આજ આંબા સેવા થકી રે. ૨
જેનો વીર છે કંસ જે૦ મથુરાં પુરીનો રાજીયો રે,
કાઢ્યો ભગનીનો વશ કા૦ મુરખ મનમાં ન લાજીયે રે
જેને મારવા ખટ બાળ; જે૦ હઇયે હીંસાથી નવ ડર્યે રે
સમે આવી પોત્યો કાળ સ૦ કુંભ પાપે પુર ભર્યોરે ૪
દેવકી ભજે ભગવાન દે૦ અમને આશાછે તમ તણીરે
વીનતી સુણજો મારાજ વી૦ સુદ્ધ લેજો ત્રીકમ ધણીરે,
જેયું વિશ્વ આધાર, જે૦ દીન જાણી દયા કરીરે;
ધરયો અષ્ટમો અવતાર ધ૦ પૂરણ પ્રગટયાછે શ્રીહરીરે,
જાણે કોટી ઉગ્યા ભાણ, જા૦ એવુ તેજ ત્રીકમ તણુરે
તેને કરીએ પ્રણામ તે૦ ધ્યાન ધરીએ પરીબ્રહ્મનુ રે,
વાસુદેવ જાણે એમ, વા૦ રખોત જાણી પડેરે;
પુત્ર લઇ ચાલ્યા તતખેવ; પુ૦ ગોકુળ ગામને ગાદરે રે ૮
જમુનાજીએ દીધો માગ; જ૦ શેશનાગે છત્ર ધરીરે;
ગોકુળ મેહેલ્યા માહારાજ, ગો૦ સાથ લાંધીછે વીજળીરે
મેલ્યા હતા રખવાળ, મે૦ શસ્ક સર્વે આયુદ્ધ ધરીરે;
સર્વે પમ્યા નિદ્રાય સ૦ વાત વેણે જાહેર પડીરે ૧૦
થયું કંસને જાણ, થ૦ કંસ આવ્યો ઘોડે ચડીરે.
થયુ હાળ કલોળ, થ૦ ફડક મથુરામાં પડીરે; ૧૧
ફેકે દુખાડોને બાળ ફે૦ એના મારી કટકા કરૂરે;
બાળક લીધુ ખોળામાંય; બા૦ મુખ મારવાનુ મનધર્યુરે
વીજળી ઉડી આકાશ, વી૦ બળ અણે કાધું હશેરે;
વાણી બોલી પ્રકાશ, વા૦ તારો વેરી ગોકુળ વસેરે; ૧૩

ઉભો થયો કંશ રાય, ઉ૦ મેંઢુ હીનુ કરી, જોઇ રચેરે
પછે વીચારયુ મન માંય, પ૦ કે ક શત્રૂ પેદા થયોરે ૧૪;
દેવકીને વસુદેવ, દે૦ કાળા ગ્રહમાં તે લઇ ગયારે
ત્યાંથી આણ્યો તતખેવ; ત્યાં૦ ઘેડે પાખર નાખીયારે;
માતા જશોદાને ઘેર; મા૦ નાટારભ ત્યાં થાય છે રે
તરીયા તોરણ બંધાય, ત૦ મંગળ માતુની ગાય છેરે ;.
દુધે ઉડયા છે મેહ, દુ૦ સાકર કેરા કરા પડયારે
મદીર રગીત માગજ. મં૦ કકુ કેરા દીધા છડ.રે ૧૭
બોલ્યા નંદજી વાત, બો૦ મારાં ભાગ્ય ઉદે થયાંરે
મોતીયે ભરાવ્યાં થાળ, મો૦ ગાગર બેડાં ચડાવીયારે.
આવ્યા ચાગણને ભાટ આ૦ દાન દીધાં તેને ઘણારે,
ગોકુળ થયુ ગેગાટ, ગો૦ અબ માને વધામણાંરે ૧૯
પેરયાં પીતંબર ચીર, પે૦ કરમાં ગ્રહી છે કાંકાણીરે;
ગળે ગુણમનો હાર, ગ૦ પગે ચડવાને ચાખડીરે ૨૦;
વાજે અદંગને તાળ, વા૦ મદીર ધ્યાતાને આવીયાક,
માનો મોટો મહીમાય, મા૦ પુજા બહુ વિધ ભાતીયારે,
શ્રીફળ લાવ્યા અપાર. શ્રી૦ જયાં બેઠા છે શ્રી હરીરે
માનો મોટો મહિમાય, મા૦ તેણે નીરખ્યાં છે નંદજીરે
પુત્ર સાભળીને પાય, પુ૦ મુક્ત ફળે વધાવીયારે
થશે અનાથનો નાથ, થા૦ સરવે થાશે તે સુખીયારે ૨૩
થાશે પ્રથીના ભુપ, થા૦ પ્રજા સરિને પાળશેરે
કાંઇ કારણ સ્વરૂપ, કાં૦ સોક સરવેના ટાળશેરે ૨૪
માએ શીર મેલ્યો હાથ, મા૦ ખડખડી અબા હસ્યારે
કરશે કંશનો નાશ, ક૦ દુઃખ કશના આવી ધસ્યાં રેર૫

ગયિા ચારી ગેવીંદ ગા૦ શાસ્ત્ર રચ્યો છે તનમાંરે
વેણાં વાગે રસાળ, વે૦ બેઠું રાધકાના તનમાંરે ૨૬
રાધકાજી આવ્યાં ત્યાંયે, રા૦ સંગ ટોળાં ગોપી તણાંરે
એનાં શાકરૂ વખાણ. એ૦ હાણ લીધાં હસ્રી તાણાંરે ૨૭
બળ ચરિત્ર અપાર, બા૦ એક મુખે તે શાં કહુરે
બાળ ચરિત્ર અપાર, બા૦ આકાશ ગતમાં તે નવ લહુરે ૨૮
કસુંબી બાંધી છે કોર ક૦ કાંચે નાખી કાંબળીરે
વાલો કરે છે કાલોળ, વા૦ સુરત જોતાં છે શામગીરે ૨૯
કેતાં થયો વિસ્તાર, કે૦ વાંચે વેદ પુરાણમાંરે
ચાચો એકુળનો છદ, ગા૦ સંવત સતર અગ્યારમાંરે
નેણે ચચળ ચકોર, નૈ૦ સુરત વદન સોહામણું ત
કરે ગોપી સંગે ગાન, ક૦ વરસ વીત્યા અગ્યારમાંરે
એના પરાક્રમ અપાર, એ૦ વેદ વ્યાસની વાણમાંરે
ક્રશ્ન કરે આનદ, ક્ર૦ હુસ્તી ઘોડાને પાલખીંરે ૩૨
સામો મળ્યો કશ રાય, સ૦ કેરા આંસી પછાડીયોરે
એનો ઉઠાડયો હંશ, એ૦ સેજ સર્ગે પમાડીયોરે ૩૩
થયો મથુરાનો રાય, થ૦ માત તાતને છોડીયારે
આનંદ વાધ્યો અપાર, આ૦ સજન સર્વે તેડાવીયાંરે ૩૪
વેગાર કહ્યા નવ જાય, વૈ૦ રમે ગોપીના સાથમાંરે
ફુડે મે ફેરાં માંટ, ફે૦ એડી દડુલો હાથમાંરે; ૩૫
એના ચરિત્ર અપાર, એ૦ વારો વર્ષ છે આઠમાંરે;
ઊઠગં દેવકીજી માત, ઊ૦ મે તો માન્યાં જે નોરતાંરે
આશુ આવી નવરાત્ર, આ૦ રૂપા ઘોર તેડાવીયાંરે
માંડવીની સોભા માં૦ પાન બીડા વેહેંચાવીયાંરે ૩

કીધાં અષ્ટમીના હોમ. કી૦ શીર ખાંડ હોમાવીયારે
આ ી પરાણાની નેમ. આ૦ ભોજન બહુ વીધ લાવીયારે
તું ચા ત્રીભુવન રાય, તું૦ સૌનો સારી કીધી ગતીરે
અમ કહે કરજોડ. એ૦ ભટ વલ્લભની વીનતીરે ૩૯

### રામનાથનો ગરબો ૨૮ મો

પ્રથમ ગુણપતીને નીત્ય પાએ લાગીએરે લોલ;
સુદ્ધ બુદ્ધ વાણી તુજ પાસે માગીએરે લોલ. ૧
બ્રહ્મ તનીયા સમરૂં માત સરસ્વતીરે લોલ. -
મુજ મુઢમાં મતીતો કાંઇએ નથીરે લોલ. ૨
હરી વાહનની સેવકની સાર કરે રે લોલ.
મુજ બાળકના વચન ઉરે ધરે રે લોલ, ૩
કાળીદાસને માતાંજીએ કીધો કવીરે લોલ.
તુજ પ્રસાએ કરીને વાણી હવીરે લેલ. ૪
વ્યાસ પુરાણીક સુતને રૂદે વશીરે લેલ.
જઇ મુની શીરંચોની વારે ધશીરે લોલ. ૫
બ્રહ્મ રાક્ષસ અંતર પટ બાંધીયારે લોલ,
સદા શીવ ઉપર તપ સાધીયારે લેલ. ૬
હુથી સ્તુતી થસે માતાજી તણીરે લોલ.
ગરબી ગાશું તે રામનાથજી તણીરે લોલ. ૭
જે કોઇ સમરે અખંડ રૂપ શીવને લોલ;
જમ કીંકરનો ભય નહીં જીવનેરે લોલ. ૮
બેઠો આસન વાળીને જપે શીવનેરે લેલ,
દુષ્ટ દુખ દીએછે અતી જીવનેરે લોલ. ૯
ફેરી કુડને તે અગ્ની પરજાળીયારે લોલ,

છેદી શીશને આપે પોતાનાં બાજીયાંરે લોલ. ૧૦
ત્યારે કોપા ખાંધી છે મન શીવનેરે લોલ.
હવે રક્ષા કરૂ જઈ એના જીવનેરે લોલ. ૧૧
રામનાથ આવ્યા છે ક્ષણું એકમાંરે લોલ.
માગ માગ્ય કહુ છું વીવેકમાંરે લોલ. ૧૨
મારુ લંકા કેરો ગઢ તો આપો તમેરે લોલ.
ચૌદ ચોકડીનું રાજ અમો કરૂ રે લોલ. ૧૩
બાર મેઘ આવીને પાણી ભરે રે લોલ.
દેવ તેત્રીસ આવીને સેવા કરે રે લોલ. ૧૪
કામધેનુ આવીને ચમરી ધરે રે લોલ.
ચાંદા સુરજ આવીને મુજરો કરે લોલ. ૧૫
વાયુ વિધાતા વચને મારે રહેરે લોલ
નવ ગ્રહ તો ઢોલીએ મારે કળેરે લોલ. ૧૬
દેશ દેશના રાજા મુજરો કરે લોલ.
ચૌદ લોકમાં આણ તે મારી ફરે રે લોલ. ૧૭
સ્વામી એવાં વરદાન અમે માગીયાંરે લોલ,
નીજ સેવક જાણીને સ્થીર થાપોમારે લોલ ૧૮
ત્યારે શીવે કહ્યું તે થાશે સાચીરે લોલ,
એવાં વચન લઈને ચાલ્યો વહીરે લોલ. ૧૯
વૈકુંઠ નાથે અંતરમાં એવું ધાર્યુરે લોલ.
હવે શીવે તો કામ પુરૂં કરવુંરે લોલ. ૨૦
દૈત ચાલ્યો છે મન ઉલાસમાંરે લોલ.
તેને સમે નારદજી સામા મળ્યારે લોલ. ૨૧
દૈત કહે છે મુણો એક વીનતીરે લોલ.





મુજ મેહેર કીધી છે ગીરીજાપતિરે લોલ. ૨૨
દેશ દેશના રાજા મુજથી ડરે રે લોલ.
વાયુ વિધાતા વચને મારે રહેરે લોલ. ૨૩
સ્વામી એવાં વરદાન અમને આપીઆંરે લોલ.
નીજ સેવ જાણીને સ્થીર થાપીયારે લોલ ૨૪
ત્યારે નારદ કહેછે તમે સાંભળેરે લોલ.
વસ્તુ લીધા વિના તું કાં ભુલ્યો ભમેરે લોલ; ૨૫
રૂષી ગોર કહોતો કરૂં સહીરે લોલ.
એવા વચન સુણીને આવ્યો વહીરે લોલ. ૨૬
હાક મારીને દેત ભુજા ફગેરે લોલ.
એની હાકથી કૈલાશ થરહરીરે લોલ. ૨૭
ધુજ્યો પર્વતને અભીમાન્ભ ભડક્યારે લોલ,
માતા ઉમીયાજી મનમાં થડક્યારે લોલ, ૨૮
સ્વામી આપણાં નીવાસને આ શું થયુરે લોલ.
નીસા પર્વત ધુજાવીને ફુર્યું ગયુરે લોલ. ૨૯
ત્યારે ક્રોધ વાપ્યો છે મન શીવનેરે લોલ.
હકે અપ આપું તે એના જીવનેરે લોલ. ૩૦
દુષ્ટ રાજ કરે તું આઠ ઘડીરે લોલ.
તેને સમે રાવણને ચિંતા પડીરે લોલ. ૩૧
રામનાથ કહીને અંતર થયારે લોલ,
રૂષી નારદ તે વૈકુંઠમાં ગયારે લોલ; ૩૨
સ્વર્ગ મૃત્યુ પાતાળ કેરા જતુનેરે લોલ.
દુષ્ટ કષ્ટ દીએ છે અતી સંતુનરે લોલ. ૩૩
ચોદ લોક મારે વશ થઇ રહ્યુરે લોલ.

ક્ષણું એકમાં તો વીશ્વને કંપાવીયુ લોલ. ૩૪
દેવ વાણી થઇ છે આકાશથીરે લોલ,
દેવ અવતરો કપી અવતારથીરે લોલ. ૩૫
રામચદ્રજી પ્રભુજી પોતે અવતર્યારે લોલ.
રાજા દશરથ ઘેર જઇ પરવર્યારે લોલ. ૩૬
જોગમાયા સીતાજી પોતે થયારે લોલ.
રાજા જનક ઘેર તે અવતર્યારે લોલ. ૩૭
રાજા જનક પરણ્યો છે અતી શોકનારે લોલ.
આવુ રૂપ નથી ત્રણ લોકમાં લોલ ૩૮
રૂપ સુંદરી પુત્રીને હવે ક્યાં દઉરે લોલ.
રૂષી ગોરને પુછીને જગન આદરૂ રે લોલ. ૩૯
રાજા જનકે લખી છે કંકોતરીરે લોલ.
ભુમી ઉપરને દેવ પાસ પરવરીરે લોલ. ૪૦
દેવ લોકથી તો દેવને તેડાવીયારે લોલ.
મળી દેવ જાનક ઘે આ યરે લોલ. ૪૧
રૂશી રૂષ્ટે અગસ્ત ત્યાં આવીયારે લોલ.
નાગ લોકમાંથી નાગને તેડાવીયારે લોલ. ૪૨
બેઠા દેવ દાનવની સભા કરીરે લોલ.
હાક મારીને ઉઠ્યા છે લંકા ધણીરે લોલ. ૪૩
ભુજા વીશ સહિત વળગી રહ્યોરે લોલ.
દેવ દાનવ તે જોતાં ઝાંખો પડયોરે લોલ. ૪૪
રામચંદ્રજી પ્રભુજી ત્યાં પધારીયારે લોલ
ણુ ક્ષએકમાંતે ધનુષ્યા પાસે આવીયારે લોલ. ૪૫
પ્રથમ ધનુષ્યની તો પુજા કરીરે લોલ.

ધનુષ્ય લીધું છે કરમાં ગ્રહીરે લોલ. ૪૬
દેવ દાનવ જોતાં કટક કરયું રે લોલ.
રામચંદ્રજીએ કામદેવનું કરયું રે લોલ. ૪૭
વરમાળા તો રામને કંઠે ધરીરે લોલ.
જોગ માયા સીતાજી તને વરીરે લોલ ૪૮
પ્રભુ સીતા સહીત વન આવીયારે લોલ.
મૃગ કપટ તણો મારવા ગયારે લોલ. ૪૯
પુઠ થકી રાવણ બહુ પાપીયોરે લોલ.
સતી સીતાજીને તે હરી ગયોરે લોલ. ૫૦
મૃગ મારીને રામચંદ્ર આવીયારે લોલ.
દેખી થાનકને બહુ દુઃખી થયારે લોલ. ૫૧
ખોળે કામનીને ચોદ લોકનો ધણીરે લોલ.
પછે ગોત કરી છે સીતા તણીરે લોલ. ૫૨
વેગ થકી હનુમંત ત્યાં ગયારે લોલ;
બાળી લંકાને વન મધે આવીયારે લોલ. ૫૩
સતી સીતા તણી સુદ્ધ લાવીયારે લોલ;
પાળ બાંધીને પ્રભુજી ત્યાં ગયારે લોલ. ૫૪
ઘડ લંકાં સામા ત મંડયા મોરચારે લોલ;
ભભીક્ષણ સામા જઇને હરખ્યારે લોલ. ૫૫
પ્રભુજીએ વચન તેને આપીયારે લોલ;
ધણી લંકાનો સ્વાર કરી સ્થાપીયોરે લોલ. ૫૬
કુંભકરણ રાવણ બેઉ મારીયારે;
પ્રભુ સીતા વાળીને ઘેર લાવીયારે લોલ. ૫૭
વ્યાસ કેશવનો ગુલાલ ગાએ લહેર લોલ.

ગરબી ગાયે તેના ચીત્તમાં શંભુ વસેરે લોલ. ૫૮

## આનંદનો ગરબો ૨૯ મો

ગરબા છંદ.

આજ મને આનંદ; ધ્વાયો અતી ઘણો મા;
ગાવા ગરબા છંદ, બહુચર માત તણો મા,
અળવે આળપપાળ, અપેક્ષા આણી મા;
છો ઇચ્છા પ્રતિપાળ હો અગ્રત વાણી મા. ૨
સ્વર્ગ મૃત્યુ પાતાળ, વાસ સકળ તારો મા;
બળ કરી સંભાળ કર ઝલો મારો મા. ૩
તોતળા મુખ તન. તોતોતો કહે મા,
અર્ભક માગે અન્ન, નીજ માત મન લે મા. ૪
નહી સવ્ય અપસવ્ય. કહી કાંઇ જાણું મા;
કળી કહાવ્યા કાવ્ય મન મિથ્યા આણુ મા. ૫
કુલજ કુપાત્ર કુશિલ; કર્મ અકર્મ ભરચો મા;
મુગ્ખનાં આગુ મીલ, રસ રટવા વિચારચો મા. ૬
શુદ્ધ પ્રમાણે મત્ય, મન મિથ્યા પ્રપી મા,
કોણ લહે ઊતપત્ય વિશ્વ રહ્યાં વ્યાપી મા. ૭
પ્રદ્મ પરમ પ્રચંડ, પ્રબળ નપળ પીછુ મા,
પુરણ પ્રગટ અખંડ, અજ્ઞ થકો ઇચ્છુ મા. ૮
અર્ણોવ ઓછે પાત્ર, અક્કલે કરો આણુ મા;
પામુ નહી પલ માત્ર, મન જાણું નાણું મા. ૯
રસના જુગ્મ હજાર, તે રટતે હારયો મા,
ઇશો અરા લગાર, લે મન ત્યે મારંગ મા. ૧૦

મારકંડ મુંનીરાય, મુખ માહાતમ ભાખ્યું મા
જે મુની રૂષી જેવાય, ઉર અંતર ભખ્યું મા. ૧૧
આણગણ ગુણ ગતી ગોત* ખેલ ખરો ન્યારો મા.
માત જાગતી જોત, જળહળતો પાળો મા. ૧૨
જશ તૃણવત ગુણગાય, કહુ ઉજળ ગુડળ મા,
ભરવા બુદ્ધી બે હાથ, ઓધામાં ઉડગ મા. ૧૩
પાગ નમાવી શીશ, કહુ ઘેલું ગાંડુ મા,
મત ન ધરશો રીસ, છે ખોલુ ખાડુ મા. ૧૪
આદી નીરંજન એક, અલખ અકલ રાણી મા.
તુજથી અવર અનેક. વિસ્તરતાં જાણી મા. ૧૫
ખડિ સરજી સૃષ્ટ, સેજ સ્વભાવ અલપ મા;
કવચિત કરૂણા દ્રષ્ટ, કૃત કૃત કોટી કલ્પ મા. ૧૬
માતંગી મન મુકા, રમવા કિધું મન મ;
જોગ જુક્તિ અજુક્ત; રચિયાં ચૌદ ભુવન મા. ૧૭
નીર ગગન ભુરેજ, સૈકજ કરી નિરમ્યો માં,
મારૂત વશ જે જેન, ભાંડ કરી ભરમ્યો મા. ૧૮
તત્ક્ષણ તનથી દેહ, ત્રણ કરી પેંદા મા;
ભવ કૃત કરતા જેહ, સરજે પાળે સદા મા. ૧૯
પ્રથમ કર્યો ઉચ્ચાર, વેદ ચાર વાચક મા;
ધર્મ સમસ્ત પ્રકાર, ભુભાગવા લાયક મા. ૨૦
પ્રગટી પચ મહા ભુત, અવર સર્વ જેકો મા;
શક્તિ સર્વ સંજુક્ત, શક્તિ વિના નહી કો મા. ૨૧
મુળ મહિ મરાણ, મહા મારેશ્વરી મા;

---

* ગોત્ર.

જગત ચરાચર જાણ, જય વિશ્વપતી માં. ૨૨
જગ મધ્યે જગશક્તિ, પોઢયા જગજીવન મા;
ઊડાં અંતરીક્ષ માંઇ, ભોજે રાખી તન મા. ૨૩
વ્યોમ વિમાનની વાટ, ઠાઠ ઠઠયો આપે મા;
ઘટ ઘટ સરખે થટ, કાય બન્યો કાયે મા. ૨૪
અજરજ ગુણ અવતાર, અકારે જાણી મા;
નિર્મિત કીત નર નાર, નખ શોખ નારાયણી મા ૨૫
પન્નગને પશુ પંખા, પૃથક પૃથક મણી મા;
જુગ જુગ માંહે ઝંખી, રૂપે રૂદ્રાણી મા; ૨૬
ચખે ચંચળ ચોન, વધ ચાહના ટાકા મા,
જાગવવા જન મન, મંપ માતા કીકી મા. ૨૭
આદાચર તૃણચર વાયુ, ચરવારી ચરતા મા;
ઉદર ઉદર ભરી આપ, તું ભાની ભરતા મા. ૨૮
• જો તમોને સત્ય; ત્રિગુણાત્મ ત્રતા મા;
ત્રીભુવન તારણ તત્ય, જગત તણી જાતા મા. ૨૯
જ્યાં જેમ ત્યાં ત્યમ રૂપ; તેજ ધર્યાં સઘળે મા;
કોટી કરિપ્ય ધુપ, કાંઇ તુજને ન કળે મા. ૩૦
મેરૂ શિખર મહિમાય, ઢોળીગઢ પાસે મા;
બળી બહુચર આઇ, આધ વસે વાસો મા. ૩૧
ન લહે બ્રહ્મા ભેદ, ગુણ ગતિ તાહેરી મા;
વાણી વખાણે વેદ, શી મતી માહેરી મા. ૩૨
વિચારૂ વિમાશા મન, ધન્ય એમ ઉચ્ચરીઆં મા;
અવર નહી તું થી અન્ય, બાળી બહુચરીયા મા. ૩૩
માને [illegible]

જાણે સુરપતી શેષ, સહુ તારે લીધે મા. ૩૪
સહસ્ત્ર ફેણાધર શેષ, શક્તિ સબળ સાધી મા;
નામ ધરયું નાગેશ, કીર્ત્તિ તો વાધી મા. ૩૫
મછ કચ્છ વરાહ, નૃસીંહ વામન થઈ મા;
અવતારો તારાહ, તે તુજ મહાત્મ હઈ મા. ૩૬
ફરશુરામ શ્રી રામ, રામ બળી બાળ જે મા,
બુદ્ધ કલંકી નામ, દશ વિધ ધરી દેહે મા. ૩૭
મદેય મથુરાંથી બાળ, ગોકુળતો પોતું મા;
તે નાંખી મોહ જાળ, બીજું કંઇ નોતું મા. ૩૮
કૃષ્ણ કૃષ્ણ અવતાર, કળી કારણ કીધુ મા;
ભક્તિ મુક્તિ દાતાર પૈ દર્શન દીધું મા. ૩૯
વ્યંડળને વળી નાર, પુરૂષ-પણે રાખ્યાં મા;
એ અચરજ સંસાર, શૃતી સ્મૃતીએ ભાખ્યા મા. ૪૦
જાણી વ્યંડળ કાય, જગમાં અણજુકતી મા;
મા મોટે મહીમાય, ઈંદ્ર કપે ચુકતી મા. ૪૧
મેરૈરાગણ નથી મેર, કીધો રવૈયો સ્થીર મા;
કાઢ્યાં રત્ન એકતેર, વાસુકીનાં નેતર મા. ૪૨
સુર સંકટ હરનાર, શેવકને સનમુખ મા;
અવગતી અગમ અપાર; આનંદી નીધીસુખમા. ૪૩
જનકાદીક મુની સાથ, શેવે વિવિધ વિધે મા;
આરાધી નવ નાથ, ચોરાશી સીધે મા. ૪૪
આવી અયોધ્યા ઇશ, નામી શીશ વળ્યા મા;
દશ મુસ્તક ભુજ વીશ, છેદી શીત મળ્યા મા ૪૫
નૃપ ભીમકની કુમાર, તમ પુજે પામી મા;
રૂકમણી રમણ મુરાર, મન ગમતો સ્વામી મા

રાખ્યા પાંડુ કુમાર, છાના સ્ત્રી સંગે મા,
ત્યાં ત્સર એક બાર, વાસ્યા તમ અંગે મા. ૪૭
બાંધ્યો તન પ્રદુમન છુટે નહી કેથી મા,
સમરી પુરી સબન, ગયો કારાગ્રેહેથી મા. ૪૮
વેદ પુરાણ પ્રમાણ, શાસ્ત્ર શકળ સાખી મા,
શકતી શ્રષ્ટી મ ડળ, સર્વ રહ્યાં રાખી મા. ૪૯
જ્યાં જ્યાં જગતી જોઇ, ત્યાં ત્યાં તું તેવી મા,
સમવીત ભ્રમવીત ખોઇ, કહી ન શકુ કેવી મા.૫૦
ભુત ભવીશ વર્તમાન, ભગવતી તું ભવની મા,
આદ્ય મદ્યે અવશાન, આકાશે અવની મા. ૫૧
તીમર હરણ શશી શુર, તે તારો ઘીકો મા,
અમી અગ્ની ભરપુર, થઇ પોખો શોખો મા. ૫૨
ખટ રીતુ રસ ખટ માશ, દ્વાદસ પ્રતી બધે મા,
અંધકાર ઉજાસ, અનુક્રમ અનુ સાધેમા. ૫૩
ધરતી તળ ધન્ય ધન્ય; ધ્યાન ધરે નાવો મા;
પાક્ષણ પ્રજા પ્રજન આણુચીંતવ્યાં આવો મા. ૫૪
સકળ સમ્ટકી સુખદાઇ, પય દધિ ઘૃત માંહી મા,
સર્વે રસ સરસાઇ, તું વીગ્ર નહી કાંઇ મા. ૫૫
સુખ દુખ એ સંસાર, તારાં નિપાયાં માં;
બુદ્ધિ બળને બળે આહાર, ઘણું ડાહ્યાં વાહ્યાં મા.
ક્ષુધા તૃષા નિદ્રાય, લઘુ જોબન વૃદ્ધા મા;
શાંતિ શુર સીમાય, તું શધળે સીદ્ધા મા. ૫૭
કામ ક્રોધ મોહે લોભ, મદ મત્સર મમતા મા;
દૃઢ ગ્રાહ્યો સ્થીર થોભ; શરમ ધરે શમતા મા. ૫૮
અર્થ ધર્મને કામ; મોક્ષ તું મોહ માયા મા;

તન તનનો વીશ્રામં, ઉર અંતર છાયા મા. ૫૯
ઉદ ઉદારણ અસ્ત, આદ્ય અનાદની મા.
ભાષા ભુર સમ્મત; વાક વીવાદની મા; ૬૦
હરખ હાસ્ય ઉપહાસ્ય, કાવ્ય કવીત વીત્ત તું મા
ભાવ ભેદ નીજ ભાષ્ય, ભકતી ભલી ચીત્ત તું મા. ૬૧
ગીત નરત વાજીત્ર, તાળ તાન માને મા,
વાણી વીવીધ વીચીત્ર, લેણ અગણીત ગાને મા. ૬૨
રતી રસ વિલસ વિલાસ, આશ સકળ જગની મા
તન તન મન મધ્ય વાસ મન મોહ માયા મગ્નીમા
જાણ અજાણે જગત, બે ખાંચાં જાણે મ;
દાજીવ સરળ આ સૃષ્ટ સૌ સરખાં માણે મા ૬૪
વીવીધ ભોગ મરજાદ, જગ દાખ્યું ચાખ્યું મા;
ગરથ સુરત નિરવાદ, પદ પોતે રાખ્યું મા. ૬૫
જળ થળ શાખા પત્ર પુષ્પ ફળે ફળતી મા;
પરણ માત્ર એક અંત્ર, રસ ખસ વિચરતી મા. ૬૬
નીપટ અટપટી વાત, નામ કહુ કેનું મા;
સરજી સાતે ધાત, માત અધિક શેનુ મા. ૬૭
રત્ન મણિક માણીક, નંગ મઢયાં મુક્તા મા;
આભા અટ અધિક, અન્ય ન સંજુક્તા મા. ૬૮
નીલ પીત આરક્ત, સ્યામ સ્વેત સરખી મા;
ઉભય વ્યક્ત અવ્યક્ત, જગ જેવી નરખી મા. ૬૯
નગ જે અષ્ટકુળ આઠ, હીમાચળ આદ મા;
પવત ગવન ઠાઠ, તુજ રચીતા બાધી મા. ૭૦
વાપી કુપ તળાવ, તું સરીત સીંધુ મા;
જગ તારણ જે નાવ તુ તારણ બંધુ મા. ૭૧

વૃક્ષ વન ભાર અઢાર, ભુ ઉપર ઉભા મા;
કૃત્ય કર્મ કરતાર. કોશ વીંટી ભાકુ મા.૭૨
જડ ચૈતન અભીધાન, અંશ અંશ ધારી મા;
માનવી મોટે માન એ કરણી તારી મા. ૭૩
વરણ ચાર વીધી કર્મ, ધર્મ સહીત થાપી મા;
બેને બાર અધર્મ, અનુચર વર આપી મા. ૭૪
વાડવ વહ્નની નીનાસ, સુમ માતા પોતે મા;
તૃશે આશ માત, જગત જોતે મા. ૭૫
લખ ચૌરાશી જંત. સૌ તારા કીધા મા;
આણ્યો અસુરનો અત, દંડ ભલા દીધા મા. ૭૬
દુષ્ટ દમ્યા કઇ વાર, દારૂણ દુ:ખ દેતા મા;
દૈત્ય કર્યા સંહાર, જાગ જગન લેતા મા. ૭૭
શુદ્ધ કરણ સંસાર, કર તરશુળ લીધું મ;
ભુમી તણે શીર ભાર, હરવા મન કીધું મા. ૭૮
બહુસર બુદ્ધી ઉદાર, ખળ ખોળી ખાવા મા;
અંતકરણ ભવ પાર, સાદ કરે સાવા મા. ૭૯
અધમ ઉધ્ધારણ હાર, આસનથી ઉઠી મા;
રાખણ વ્યવહાર બુધ્ધી બાંધી મુઠી મા. ૮૦
આણી મન આનંદ, મા માંડયા પગલાં મા;
તેજ કીરણ રવી ચંદ્ર, દો નાનાં ડગલાં મા. ૮૧
ભરયા કદમ બે ચાર, મદમાતી મદઝર મા;
મનમાં કરી વીચાર, તેડાવ્યો અનુચર મા. ૮૨
કુર્કટ કરી આરોહ, કરૂણા કર ચાલી માં;
નખ પંખી મેલ્યોહ; પગ પ્રથ્વી હાલી મા. ૮૩
ઉડીને આકાશ, થઇ અદભુત આવ્યો મા;

અધક્ષણમાં એક શ્વાસ, અવનીતળ લાવ્યો મા.૮૪
પાપી કરણ નીપાત, પ્રથ્વી પડ માંહી મા;
ગોડયું મન ગુજરાત, ભીલાં ભડ માંહી મા, ૮૫
ભોળી ભવાની માય, ભાવ ભલે ભાખે મા;
કીધી ઘણી કૃપાય, ચુવાળે આળે મા. ૮૬
નવ ખંડ ન્યાળી નેટ, નજર વજર પેઠી મા;
ત્રણ ગામ તર બેટ, ઠેડ ઠરા બેઠી મા. ૮૭
શેવક શરણાં કાજ, શખજ્ઞપુર શેડે મ;
ઉઠયો એક અવાજ, દેડાણા નેડે મા. ૮૮
આવ્યા અસરણ શર્ણ, અતી આનંદ ભર્યાં મા;
ઉદીત મુદીત રવી કર્ણ, દસ દીશ જસ પસર્યાં મા.
સકળ સમય જગ માત, બેઠાં ચિત્ત સ્થિર થઇ મા;
વસુધામાં વીખ્યાત,, વાત વાયુ વીધી ગઇ મા.
જાણે જગ બધ જોર, જગ જનની જોખે મા;
અધીક ઉડડયો સોર, વાસ કરી ગોખે મા. ૯૧
ચાર ખુંટ ચોખાણ, ચરચા એ ચાલી મા;
જન જન પ્રીતી મુખવાણ, બહુચર બીરદાળા મા.
ઉદો ઉદો જયકાર, કીધો નવ ખડે મા;
મંગળ વરત્યાં ચાર, ચૌદ બ્રહ્માંડે મા. ૯૩
ગાજ્યા સાગર સાત, દુધે મેહ વુડ્યા મા;
અધર્મ ધર ઉતપાત, સૌ કીધા જુઠા મા. ૯૪
હરખ્યા સુરનર નાગ, મુખ જોઇ માતાનું મા
અવીલોકી અનુરાગ; મન મુનો સરખાનું મા.૯૫
નવ ગ્રહ નમવા કાજ, પાગ પળી અવ્યા મા;
ઉપર નિારવા ' મ ની મના લાવ્યા મા ૯૬

દસ દીશાના દીગપાળ, દેખી દુઃખ વામ્યાં મા;
જનમ મરણ જ જાળ, મટતાં સુખ પામ્યાં મા.૯૭
ગુણ ગાંધર્વ જશ ગાન, નરત કરે રંભા મા;
સુર સ્વર સુણતાં તાન, ગતી થઇ ગઇ સ્થંભા મા.
ગુણનીધી ગરબો જેહ, બહુચરમા કેરો મા;
ધારે ધારી દેહ, સફળ ફરે ફેરો મા. ૯૯
પામે પદાર્થ પાંચ, શ્રવણે સાંભળતાં મા;
નાવે ઉની આંચ, દાવાનળ બળતાં મા. ૧૦૦
શસ્ત્ર ન અડકે અંગ, અધ શક્તિ રાખે મા;
નીત્યનીત્યનવ તે રંગ, ધર્મ કર્મ પાખે મા. ૧૦૧
જળ જે અકળ અઘાત, ઉતારે બેડે મા;
ક્ષણ ક્ષણ નીશ દીન, માત ભવ સંકટ ફેડે મા.૧૦૨
ભુત પ્રેત જાંબુક; વ્યંતર ડાકીણી મા;
નાવે આડી અચુક, સમરે સાકીણી મા. ૧૦૩
ચરણ ભરણ ગતી ભંગ, ખગ પંખવાળે મા;
ગુંગ મુંગ મુખ અંગ, વ્યાધી અત્રી ટાળે મા.૧૦૪
શોણ વોહીણા નેણ, નેહે નેણાં આપે મા;
પુત્ર વીહીણા કેહેણ; કઇ મેણાં કાપે મા. ૧૦૫
કળી કલ્પ તરૂ ઝાડ, જે જાણે તેને મા;
ભક્ત લડાવે લાડ, પાડ વીના કેને મા. ૧૦૬
પ્રગટ પુરૂષ પુરશાઇ, તુ આપે પળમાં મા;
ઠાલાં ઘેર ઠકરાઇ, દે દળ હળ બળમાં મા. ૧૦૭
નીરધનને ધન પાત્ર, તું કરતાં શું છે મા;
રોગ દોષ દુઃખ માત્ર, તું કરતાં શું છે મા. ૧૦૮
હય ગજ રથ સુખપાલ; આસ વીના અજરે મા;

બીરદે બહુચર બાળ, ન્યાલ કરે નજરે મા. ૧૦૯
ધર્મ ધજા ધન ધાન, ન ટળે ધામ થકી મા;
મહીપની દેખુ માન, માના નામ થકી મા.૧૧૦
નર નારી ધરી દેહ, જે હેતે ગાશે મા.
કુમતી કર્મ કૃત એહ, થઇ ઉડી જશે મા; ૧૧૧
ભગવતી ગીત ચરીત્ર, નીત્ય સુણશે કાને મા,
થઇ કુળ સહીત પવીત્ર, ચડશે વૈમાને મા. ૧૧૨
તુંથી નથી જે વસ્ત, તેથી તને તરપુ મા;
પુરણ પ્રગટ પ્રશસ્ત, શી ઉપમા અરપુ મા. ૧૧૩
વારંવાર પ્રણામ, કરજોડી કીજે મા;
નીરમળ નીશ્ચય નામ, જનનીનુ લીજે મા. ૧૧૪
નમો નમો જગ માત, નામ સહસ્ત્ર તારે મા;
ગાત તાતને ભ્રાત, તું સર્વે મારે મા, ૧૧૫
સંવત શત દસ સાત, નેવુ ફાલ ગુણ શુધે મા;
તીથી તૃતીયા વીખ્યાત, શુભવાસર બુદ્ધે મા. ૧૧૬
રાજ નગર નીજ ધામ, પૂર નવીન મધ્યે મા;
અઇ આદ્ય વીશ્રામ, જાણ જગત બધે મા. ૧૧૭
કરી દુર્લભ સુલભ, રહ્યું છેવાડો મા;
કરજોડી વલ્લભ; કહે ભટ મેવાડો મા. ૧૧૮

### દાણ લીળાનો ગરબો ૩૦ મો

મારે માંથે મહીના માટ, ગોકુળીએથી ચાલ્યાંરે;
જાદવ ઉભાં જળ જમુનને તીર, પાલવડે બધાણારે, ૧
એવી પ્રેમની મા્હારાજ, ઓઢ ડી હરી અમનેરે.
એમ ઉતારી લીધો માં નાથ, ઘટે નહીં હરી તમનેરે; ૨
એવા વ્હેંડા કુરામાં આજ, ઉતારયાં હરીએ અમનેરે

એમ વરત વાંહો માં મારાજ ઘટે નહી પ્રભુ તમનેરે,
એવાં દુધને સાકર થાળી પાઇને ઉછેર્યાં હરી અમનેરે
એમ વિખડાં થાળી નવ પાઓ ઘટે નહીં હરી તમનેરે.
એવાં આંગળીએ વળગાડીને આજ રમાડ્યા હરી અમનેરે
હવે તરછોડી જાવ માં મારાજ ઘટે નહીં તમનેરે;
એમ ભેટ્યા રવિ ગુરૂ ભાણ, ત્રીકમ અમને તારો રે;
એમ મુસદાશની પકડેલ બાંય, ભવ સાગર તારો રે

## નીરગુણ નામનો ગરબો ૭૧ મો

ગરબો ગાએ તે નીરગુણ નામણેરે લોલ.
જે કોઇ સ્યામ છે અકામને સકામનારે લોલ. ૧
આપે ચૈતન ઘન વ્યાપક અપાર છે રે લોલ.
ચૌદ લોકનો આધાર નીર્ધાર છે રે લોલ. ૨
જેની શક્તિઓ અનંત ને અનુપ છે રે લોલ.
એક ઇચ્છા શક્તિ તે ત્રીગુણ રૂપ છે રે લોલ. ૩
તેથી શીવ વિરંચી વીશ્નુ પેદા થયારે લોલ.
રચી વિશ્વ સકળ માંહે તે વ્યાપી રહ્યારે લોલ. ૪
ગુણ કામ ભેદ થકી નામ ત્રણ છે રે લોલ.
એક ચૌદ લોક વ્યાપક ચૈતન્ય છે રે લોલ. ૫
તેણે ઇચ્છાએ અનંતશક્તી આદરીરે લોલ.
બહુ નાટક રમવાને રચના કરીરે લોલ. ૬
દેવ દનુજ મનુજ પશુ આદી પુતળાંરે લોલ.
પુન્ય પાપ તણાં સુત્ર વિષેસુતળ્યાંરે લાલ. ૭
પામી દેહ અભિમાન વડે ફુલીયારે લોલ.
સુત્ર ધારનાથ રૂદય થકી ભુલીયારે લાલ; ૮
કામ કરોધ લોભ મોહ જાળમાં પડ્યારે લોલ.

સહુ નાટક રમવાને ચાળે ચડયારે લોલ. ૯
કેક અષ્ટ પેર ઘર તણાં કામમાંરે લોલ.
કેક રાત દીવશ એરાને આરામમાંરે લોલ. ૧૦
કેક ધરે બહુ વેશ મન ભાવતારે લોલ.
હીંડે મુરખોને બહુ બીવરાવતારે લોલ. ૧૧
ધરે ધ્યાંન થઇ સીદ્ધ રચે ફંદનેરે લોલ
જુડા ઇશ બને જોઇ મતી મંદનેરે લોલ. ૧૨
કરે નીત્ય નવા વેશ પંથ જુજવારે લોલ.
બહુ મદીરો બનાવે જડ પુજવારે લોલ. ૧૩
વર્ણું મોહ તણુ ભ્રષ્ટ કરે શૃસ્ત્રીનેરે લોલ.
રીત ભુલવી વધારે વીષય દ્રષ્ટિનેરે લોલ. ૧૪
પીતળ પાના ચોડીને રચના ધરે રે લોલ.
ધામ ધુમ કરી પથીને રાજી કરે રે લોલ. ૧૫
કેક રચના જોવાને ફરતા ફરે રે લોલ.
તેને ઇશ માની શીશ નામી કરગરે રે લોલ ૧૬
કેક ચોર જાર સુર શાહુકાર છેરે લોલ.
વેશ નાટકનાં અનંત અપાર છેરે લોલ, ૧૭
ભુલી નાથને પાસાણ હીંડે પુજતારે લોલ,
શૃતી શૃમતી તણી વાત વણ બુઝતારે લોલ; ૧૮
બાંધી પાપ તણી પેટ ગતી નીચમાંરે લોલ
થાય કીટને પતગ વીષ્ટા કીચમાંરે લોલ, ૧૯
કેક કરી સુભ કર્મ દેવ લોકમાંરે લોલ.
જઇ ભોગવે અનંત સુખ અશોકમાંરે લોલ, ૨૦
કેક જાણે છે શાસ્ત્ર મરજાદનેરે લોલ,
સાચા નાથને ભજેછે મુકી વાદનેરે લોલ. ૨૧

એક વ્યાપક ચૈતન સાર વેદનુરે લોલ,
જાણી ધ્યાંન ધરે ચૈતન અભેદનુરે લોલ. ૨૨
નીજ રૂપ લહી ઇશ શ્રષ્ટીમાં ફરે રે લોલ.
જીવન્મુકતા, મનોહર નવ ભય ધરે રે લોલ ૨૩

**(શીવ શકિતની આરતી ગરબો ૩૧ મો**

જે અધ્યા શકતી મા જે આધ્યા શકતી;
અખંડ બ્રહ્માંડ નીપાવ્યા પડવે પંઘ્‌ક મા,
જયો જયો મા જગદંબે ટેક
દ્વીતીયા બે સ્વરૂપ શીવ શકિત જાણું મા,
બ્રહ્મા ગુણપતી ગાવું હરી ગઉ હરી મા જયો૦ ૨
તૃતીયા ત્રણ સ્વરૂપ ત્રીભુવનમાં બેઠાં મા
ત્રયસ્થકી તરવેણી તું તરવેણી મા. જયો૦ ૩
ચતુરા મહાલક્ષ્મી સચરાચર વ્યાપાં મા;
ચાર ભુજા ચો દશા, પ્રગટ્યાં દક્ષીણમાં, જયો૦ ૪
પંચમી પંચ રૂષી, પંચમ ગુણપદમા મા,
પંચ શહસ્ત્ર ત્યાં સોહીએ, પંચે તત્વે મા જયો૦ ૫
ષષ્ટી તું નારાયણી, મહીસાસુર મારયો મા;
નર નારીને રૂપે, વ્યાપ્યાં સગળે મા; જયો૦ ૬
સપ્તમી સપ્ત પાતાળ, સાવીની શેના મા;
ગૌ ગંગા ગાયત્રી. ગૌરી ગીતા મા; જયો૦ ૭
અષ્ટમી અષ્ટ ભુજા, આઈ આનંદા મા,
સુરવર મુનીવર જન્મ્યા, દેવ દૈત્યે મા, જયો૦ ૮
નવમી નવકુળ નાગ સેવે નવ દુરગા મા,
નવ રાત્રીના પુજન, કીધાં છે બ્રહ્મા; જયો૦ ૯
દસમી દસ અવતાર, જય વીજયા દસમી મા.

નોમા રામ રમાડયા, રાવણ મેલ્યો મા, જયો ૧૦
એકાદશી અગીયારેશ, કાત્યાયની કામા મા;
કામદુધા કાળીકા, સ્યામા ને રામાં; જયો; ૧૧
બારશ બાળા રૂપ, બહુચરી અંબા મા
બટુક ભેરવ શોહાએ, તારા છે તુજમાં, જયો૦ ૧૨
તેરશ તુળજા રૂપ, તું તારૂણી માતા મ;
બ્રહ્મા વીષ્ણું સદાશીવ, ગુણ તારા ગાતા મા જયો૦ ૧૩
ચૈદશે ચૌદ રૂપ, ચંડી ચામુડા મા;
મારકંડે વખાણ્યા, ગાઇ શુભ કવીતા. જયો૦ ૧૪
પુનમે પુરણ કરી, સતભાવતી નગરી મા;
વશી તે માંહી વખાણી, શુણી કરજો કરૂણા. જયો૦ ૧૫
સંવત સતાવન સોળે તીથી ભાવે મા
સંવત સોળે પ્રગટી, રેવાંની તીરે. જયો૦ ૧૬
શીવ શક્તીની આરતી જે ભાવે ગાશે મા;
ભણે શીવાનંદ સ્વામી, સુખ સંપતી થાશે. જયો૦ ૧૭

---

## ઘેલા માતાની સ્તુતી

### ભુજંગી છંદ.

પુરે પ્રેમથી હું પુજું માત ઘેલી,
ચઢી શોભતે વાહને આવ્ય વેલી;
ભલુ જોઇને બાડલે ધામ કીધું,
દેવી દાસને તેં અતી સુખ દીધું ૧
કરૂં કાવ્ય હું આપના નામથી જે,
વળી દાન વીદ્યા તણું માત દીજે;
કરો મેહેરબાની સરે કામ મારૂં;

કહે *સુર ઈંદુ ધરૂં ધ્યાન તારૂં. ૨

રૂ।દશ પાંચળ ને સાધી લીધા,
જઈ ઘીતણે ઘેર તેં વાસ કીધા;
નમુ તુજને તો હરખે હૈયું મારૂં;
કહે સુર ઇદુ ધરૂં ધ્યાન તારૂં. ૩

અરે માત જે મુજ વાસે વસે છે,
કરી નામ કેહેતાં મુને હસે છે,
વદ પોક વાણી ભગતુ ભાવ સારૂં;
કહે સુર ઇદુ ઘરૂ ધ્યાન તારૂં. ૪

## શ્લોક

અચ્યુતં કેશવં રામનારાયણં,
કૃષ્ણ દામોદરં વાસુદેવં હરે. ૧

શ્રીધરં માધવં ગોપીકા વલ્લભં;
શ્રીજાનકી નાયકં રામચંદ્ર ભજે, ૨

અંગના મંગ નામં તરે માધવં માધવં;
માધવં ચંતરે ત્વાંગના. ૩

ઇથ માકલ્પ તે મંડળી મધ્ય ગે.સદ્ય;
ગોવેણુંના શ્રી દેવકી નંદનાં. ૪

## આરતી

માયા કુંડળની ક્રીયા મધ્ય મતી કાલી કલામાલીની
માતગી વીજયા જયા ભગવતી દેવી શીવા સભની.૧
શકતી શંકર વલ્લભા સ્રી નયની વાગ્વાહની ભૈરવી;
ઉકારી ત્રીપુરા પુરા પર મહીમાતા કુંમાતી ધશી. ૨

## સમાપ્ત

---

* અમરચંદ.